# રાજ્યશ્રી

શ્રી જયશંકર 'પ્રસાદ'
વિરચીત

[illegible] तस्यां शरा इव लक्ष्यभुवि भूभुजां सर्वेषां दृष्टयः
—हर्षचरिते

: અનુવાદક :
રમણીક કીશનલાલ મ્હેતા

: સોલ એજન્ટ્સ :
દીવેટીઆ ઍન્ડ સન્સ
પાનકોર નાકા : અમદાવાદ

સુહૃદવર નટવરને

# પ્રાક્કથન

## (મૂળ લેખકનું)

રાજ્યશ્રી અને હર્ષવર્ધન સાથે સંબંધ ધરાવનારી ઘટનાઓનો આધાર હર્ષવર્ધનના રાજકવિ બાણના રચેલા 'હર્ષચરિત' અને ચીની યાત્રી સુએનચ્વાંગના વર્ણનપર છે. હર્ષચરિતનું વર્ણન અપૂર્ણ છે; અને તે ઉપરથી એમ અનુમાન થાય છે કે એ ગ્રન્થની પૂરી પ્રત અપ્રાપ્ય છે અથવા તો એ કવિની રચના કાદમ્બરીની માફક અધૂરીજ રહી હોય. કેટલીક વિશેષ ઘટનાઓનું વર્ણન ચીની યાત્રીએ કર્યું છે. બૌદ્ધધર્મના વિશેષ પક્ષપાતી હોવાના કારણે તે બૌદ્ધધર્મને અનુકૂળ હતી એ ઘટનાઓને છોડી શકયો નથી.

એ સમયે ગુપ્તોનું પ્રાધાન્ય નાશ પામ્યું હતું. છઠ્ઠી શતાબ્દીમાં માલવના યશોધર્મદેવે જ્યારે હૂણ મિહિરકુલને પરાસ્ત કર્યો ત્યારે સામ્રાજ્યશક્તિ મગધથી દૂર થઇ માલવના શરણે ગઇ. પરંતુ યશોધર્મદેવની વંશપરંપરામાં તે સ્થિર રહી શકી નહીં. આ તરફ જે હૂણ લોકો ભારતની સીમામાં ઘુસી આવ્યા હતા તે કોઇ કોઈવાર ઉપદ્રવ મચાવ્યા કરતા અને તેથી સ્થાનીક રાજ્યોને વારંવાર એમની સાથે ન્હાનું-મ્હોટું યુદ્ધ કરવું જ પડતું. સંભવતઃ તેઓ હજૂ ભારત

સામ્રાજ્યના વિજેતા નહોતા રહ્યા છતાંય ભારતવર્ષના ઉત્તર-પશ્ચિમ પ્રાન્ત પ્રત્યેનો એમનો ત્રાસ નિર્મૂળ થયો નહોતો.

સ્થાણ્વીશ્વરના રાજવંશે પ્રબળતા પ્રાપ્ત કરી ત્યારે સાતમી શતાબ્દીની શરૂઆત હતી; શક્તિ સંચય કરીને તેઓ હૂણ લોકોથી વધી ગયા. કાન્યકુબ્જમાં મૌખરિયોનું પ્રાધાન્ય હતું અને માલવમાં ગુપ્તવંશના કેટલાક છુટા છવાયા રાજકુમાર પ્રબળ થયા હતા. યશોધર્મદેવના સામ્રાજ્યના વિભાગ થયા બાદ સ્થળે સ્થળે નવીન રાજવંશ અધિકાર જમાવી રહ્યા હતા. આ તરફ સંકોચાઇને મગધમાં ગુપ્તવંશના મહારાજાધિરાજ પોતાની માનમર્યાદા સાચવી દિવસો ગાળી રહ્યા હતા. છતાંયે ગુપ્તોના રાજકુમારોના જ અધિકારમાં પૂર્વ માલવ, મગધ અને ગૌડ પ્રદેશ હતા.

ગૌડના એક રાજકુમારે મૌખરી અને વર્ધનોની એકત્ર રાજ-શક્તિને ઉથલાવી નાખવાનો સંકલ્પ કર્યો. બાણે એનું નામ નરેન્દ્રગુપ્ત લખ્યું છે, પરંતુ સુએનત્સ્વાંગના આધારે બોધિવૃક્ષને ઉખાડનાર શશાંકને જ ગૌડ-વિગ્રહનું કારણ માનવામાં આવે છે, જોકે હજુ સુધી નરેન્દ્રગુપ્ત અને શશાંક એક જ વ્યક્તિ છે એ સાબિત થયું નથી. કેટલાક લોકો હર્ષવર્ધનની માતાનું નામ જ યશોમતી જોઇને એને યશોધર્મની દુહિતા માની લેવાનો પ્રયાસ કરી રહ્યા છે. અસ્તુ. વર્ધનવંશના પ્રભાકરના મરતાંજ નરેન્દ્રના ઉશ્કેરવાથી માલવના દેવગુપ્તે પ્રભાકરના જામાતા ગ્રહવર્મા પાસેથી કાન્યકુબ્જ છીનવી લીધું, અને પ્રભાકરની દુહિતા રાજ્યશ્રીને કેદ કરીને સફળતા પ્રાપ્ત કરી. રાજ્યવર્ધને જ્યારે કાન્યકુબ્જનો ઉદ્ધાર કર્યો ત્યારે નરેન્દ્રે કપટથી એની હત્યા કરી. હર્ષ હજુ એ વખતે નવયુવક શાસક હતો, અને થાનેસરને પણ ઉથલાવી મૂકવાનો ઘણો સંભવ હતો, પરંતુ એના અતુલ પરાક્રમથી એણે વિપત્તિનો સામનો કર્યો અને માલવ તથા ગૌડના ષડયંત્રનો વિનાશ કર્યો. ભાગ્યબળે તે સમસ્ત ઉત્તરાપથનો મહારાજાધિરાજ

બન્યો. હર્ષવર્ધને રાજનીતિ સંયમથી ચલાવી. કામરૂપ, કાશ્મીર અને વલ્લભીના પ્રાન્ત–રાજ્યોએ એનું અનુસરણ કર્યું. દિવાકરમિત્ર નામના સાધુએ રાજ્યશ્રીના પ્રાણ બચાવ્યા.

કહેવાય છે કે હર્ષવર્ધને રાજ્યશ્રીની સાથે કાન્યકુબ્જનું સંયુક્ત શાસન કર્યું અને એટલા માટે ઘણા વખત સુધી તેણે કેવળ રાજપુત્રની ઉપાધિ ધારણ કરી હતી; પરંતુ વાંસખેડાના શિલાલેખમાં તો તે પોતે લખે છે:—

'स्वहस्तोममसह्याराजाधिराजश्रीहर्षस्य'

એનો રાજ્યકાળ ઇ. ૬૦૫થી શરૂ થઈ ૬૪૭ સુધીનો રહ્યો.

ચીની યાત્રીએ તો હર્ષના કાષાય ધારણ કરવાનો પણ ઉલ્લેખ કર્યો છે, પરંતુ સંભવતઃ એ ભારતની પ્રાચીન પ્રથા હતી, અને તેનું વર્ણન કાલિદાસે વિશ્વજિત્ યાગની પછી સર્વસ્વદાનના રૂપમાં કર્યું છે–રઘુ પણ સર્વ જીતીને એવુંજ દાન કરીને ગરીબ બની ગયા હતા, જ્યારે કૌત્સ ગુરૂ દક્ષિણાને માટે ગયા હતા ત્યારે. હર્ષવર્ધનનું બૌદ્ધ ધર્મ પ્રત્યે વલણ હોવાને લીધે એની બ્હેન રાજ્યશ્રીનું એક બૌદ્ધ દિવાકરમિત્ર દ્વારા બચી જવું એ બનવા યોગ્ય છે. સંભવતઃ ધર્મમાં તેઓ સમન્વયવાદી હતાં. સૂર્ય, શિવ, અને બુદ્ધઃ ત્રણે દેવતાઓની પ્રતિમા આદરણીય હતી, અને મુખ્યત્વે હર્ષવર્ધનના હૃદયમાં ધર્મનું સાત્વિકરૂપ વ્યાપેલું હતું; જો કે ચીની યાત્રીએ એનું મહાયાન પ્રેમી હોવાનું અધિક વર્ણન કર્યું છે.

પુલકેશિન ચાલુક્યે એના વિજયને દક્ષિણમાં રોક્યો. એ પણ ઉત્તરાપક્ષના સામ્રાજ્યથી સંતુષ્ટ હતો. રાજ્યશ્રી એક આદર્શ રાજકુમારી હતી અને એણે પોતાનું વૈધવ્ય સાત્વિકતાથી વિતાવ્યું હતું. અનેક પ્રસંગે તે હર્ષના વજ્રહૃદયને કોમળ બનાવવામાં કૃત કાર્ય બની હતી.

આ ધર્મ–સમન્વયના કારણે ચીનીયાત્રી હ્યુએનત્સાંગ અને ચી. યુ. કીના કથનાનુસાર, હર્ષવર્ધનનો પોતાનો પ્રાણ રૈતા સુચીતઃ પ્રબન્ધ

કરવામાં આવ્યા હતા, પરંતુ તે રાજ્યશ્રીના કોમળ સ્વભાવની પ્રેરણાથી કઠોરતામાંથી બચતો જ રહ્યો. કાન્યકુબ્જના અને પ્રયાગના દાન મહોત્સવનું વર્ણન કરતા સુએનશ્વાંગ ધરાયો નથી. આ સૌ પ્રેરણા રાજશ્રીની હતી.

આ દ્રશ્યકાવ્યનું પૂર્વરૂપ "ઇન્દુ"માં પ્રકટ થયું હતું. પછી "ચિત્રાધાર"ના સંગ્રહમાં ફરીથી છપાયું હતું. એક પ્રકારે હું આ કૃતિને મારૂં પ્રથમ ઐતિહાસિક રૂપક માનું છું. એ વખતે આ અપૂર્ણ જેવુંજ હતું. એનું અત્યારનું રૂપ કાંઇક સુધારાવધારાવાળું છે.

વિકટઘોષ અને સુરમા, જો કે ઐતિહાસિક પાત્રો નથી, પરંતુ ચીનીયાત્રીનો એક લુંટારાદ્વારા પકડાયા હોવાનો ઉલ્લેખ મળે છે. હર્ષવર્ધનના જીવનનું અંતિમ દ્રશ્ય આમાં લેવામાં નથી આવ્યું કારણ કે આ રૂપકનો ઉદ્દેશ્ય કેવળ રાજ્યશ્રીનું ચરિત્ર આલેખવાનો છે.

---

# અનિવાર્ય

શ્રી. જયશંકર "પ્રસાદ" હિન્દી સાહિત્યના સુપ્રસિદ્ધ લેખક–કવિ–નાટયકાર તેમજ નવલકથાકાર છે, અને હિન્દી સાહિત્ય–સમાજમાં એમનું સ્થાન ઘણું ઊંચું છે. અજાતશત્રુ, રાજ્યશ્રી, ચન્દ્રગુપ્ત, સ્કન્દગુપ્ત, નાગયજ્ઞ, કામના વગેરે ઉચ્ચ કોટીનાં નાટકોએ એમને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરાવ્યું છે; અને કંકાલ, તિતલી, આકાશદીપ, આંધી ,પ્રતિધ્વનિ વગેરે હિન્દી કથા-સાહિત્યની વિરલ વિભૂતિઓ તરીકે નિઃસંકોચભાવે સ્વીકારાઇ છે. આ ઉપરાંત આંસૂ અને લહર નામના બે કાવ્યસંગ્રહો પણ હિન્દી કવિતાસાહિત્યમાં અનેરૂં સ્થાન ભોગવે છે.

શ્રી. પ્રસાદજીની એક ઐતિહાસિક કૃતિ "રાજ્યશ્રી"નો આ અનુવાદ હું ગુજરાતી જનતા સમક્ષ મૂકવાનું સાહસ કરૂં છું; અને આશા રાખું છું કે ગુજરાત એનો સત્કાર કરશે.

હિન્દી પુસ્તકના પ્રકાશક અને ભારતી ભંડારના સંચાલક શ્રી. વાચસ્પતિ પાઠકે આ અનુવાદ મૂળ હિન્દી સાથે સરખાવી જોઇ એની સફળતાની ખાત્રી કર્યા બાદ પ્રકાશન માટે સંમતિ આપી છે એ બીના અહીં નોંધું તો અસ્થાને નહીં ગણાય. મૂળ લેખકને અન્યાય ન થાય, તેમજ ગમે તેવો અનુવાદ પ્રકટ ન કરાય એ માટે કેટકેટલા પ્રકાશકો આટલી કાળજી રાખતા હશે ?

શ્રી. પાઠકના પત્રમાંથી થોડો ભાગ અહીં ઊતારૂં છું:—

> "રાજ્યશ્રી કા અનુવાદ હમ પ્રસન્નતાપૂર્વક આપકો લૌટા રહે હૈં. અનુવાદ કી સફલતા સરાહનીય હ આશા હૈ ઇસકે પ્રકાશન કે લિયે ભી આપ ઉચ્ચ કોટી કે પ્રકાશક ઢૂંઢેંગે; જિસસે પુસ્તક પ્રચાર ઉત્તમ હો. ઔર આપ પ્રસાદજી કો ગૌરવ કે આસન પર બિઠાનેવાલે ઉન નાટકોં ઉપન્યાસોં કે અનુવાદ કી ચેષ્ટા કરેં, જિસસે વસ્તુતઃ સાહિત્ય કી ભી અચ્છી સેવા હો સકે."

શ્રી. પ્રસાદજી તેમજ પાઠકજીએ આપેલાં પ્રોત્સાહન તેમજ સંમતિ માટે હું એમનો બંનેનો અત્યંત ઋણી છું.

શ્રી. પ્રસાદજીની બીજી કૃતિઓ ટૂંક સમયમાં ગુર્જર સાહિત્ય સમાજને ચરણે ધરવાની હું આશા રાખું છું.

ગુસાપારેખની પોળ
અમદાવાદઃ ૧૧ઃ ૫ઃ ૩૫

રમણીક કીશનલાલ મ્હેતા.

---

## પુરૂષ–પાત્ર

હર્ષવર્ધન... ... ... સ્થાણ્વીશ્વરનો રાજકુમાર,
પછીથી ભારત સમ્રાટ્
દિવાકરમિત્ર ... ... એક મહાત્મા
નરેન્દ્રગુપ્ત... ... ... ગૌડ નરેશ
રાજ્યવર્ધન... ... ... સ્થાણ્વીશ્વરનો મ્હોટો રાજકુમાર
ભંડિ... ... ... ... સેનાપતિ
નરદત્ત... ... ... ... માલવ સૈનિક
સુએનચ્વાંગ ... ... ચીની યાત્રી
પુલકેશિન... ... ... ચાલુક્ય નરેશ
ધર્મસિદ્ધિ, શીલસિદ્ધિ... બે ભિક્ષુ
શાંતિદેવ... ... ... ભિક્ષુ, પાછળથી લુંટારો
દેવગુપ્ત... ... ... માલવરાજ
મધુકર... ... ... એનો સહચર
ગ્રહવર્મ્મા... ... ... કન્નોજ નરેશ
દ્વારપાળ, સહચર, પ્રહરી, લુંટારા, સૈનિક, પ્રતિહારી, દૂત, મંત્રી, નાગરિક વીગેરે

## સ્ત્રી–પાત્ર

રાજ્યશ્રી... ... ... કન્નોજરાજ ગ્રહવર્મ્માની રાણી
અમલા, કમલા, વિમલા... રાજ્યશ્રીની સખિયો
સુરમા ... ... ... એક માલણ

# રાજયશ્રી

**અંક ૧ લો** **ચિત્ર ૧ લું**

(નદીનું ઉપવન)

**શાંતિદેવ:**

સુરમા, હજુ વાર છે.

**સુરમા:**

શાની વાર છે પ્રિયતમ, જૂઓ હું મલ્લિકાના છોડને જળ સીંચું છું, એ પણ મ્હને વંચિત નથી રાખતો—છાયા, સુગંધ અને પુષ્પોથી જીવિકા આપે છે, પરંતુ ત્હમે! કેટલા નિષ્ઠુર છો! ત્હમારી આંખોમાં દયાનો સંકેત સરખો પણ નથી!

**શાંતિદેવ:**

હું ભિક્ષુ છું, સુરમા! સંસારે મ્હને એક બાજુએ ધકકેલી દીધો છે—હું હજુ એ ઢોળાવ પરથી ગબડી રહ્યો છું. રોકાવાનો, વિચારવાનો વખત નથી. મ્હને ત્હારી વાત, ત્હારો સ્નેહ, કોઇ વિટંબણા—કોઇ દંગા જેવી લાગે છે.

**સુરમા:**

વિશ્વાસ રાખો! હું જીવનભર કોઇ રાજાની વિલાસમાલિકા બનાવતી રહું—એવું મ્હારું ભાવી કહે તો પણ હું એ માની લેવાને તૈયાર નથી. મ્હારા પ્રાણોની ભૂખ, નયનોની તૃષા ત્હમે નહીં છીપાવો ?

**શાંતિદેવ:**

એ તો ત્હારી વાત થઇ, પરંતુ હું શું ચાહું છું—એ તો હું પોતે પણ નથી સમજી શકયો.

**સુરમા:**

હું સમજી ગઇ. ત્હમે ફૂલ લેવા આવીને રોજ વાતો કરીને બનાવો છો. મ્હને કોઇ સાધારણ ફૂલવાળી સમજો છોને ! અને ત્હમે રહ્યા કુલીન ક્ષત્રિય–તેમાં યે વળી ભિક્ષુ ! !

**શાંતિદેવ:**

ઊભી રહે સુરમા ! જીવનનો પન્થ બહુ લાંબો છે. એની અભિલાષાને માટે આટલા બધા ચંચળ ન થવું જોઇએ.

**સુરમા:**

ત્હમે નિર્દય છો, મ્હારી આરાધનાનું મૂલ્ય નથી જાણતા–ભિક્ષુ ! ત્હમારો ધર્મ એની આગળ–

**શાંતિદેવ:**

ઉતાવળી ન થા સુરમા ! હું પરીક્ષા આપવાને જાઉં છું, સાથે સાથે ભાગ્યની પણ પરીક્ષા લઇશ. મહારાણી રાજ્યશ્રી એક દિવસ ભિક્ષુઓને દાન આપશે. હું પણ જોઇશ કે ભાગ્ય મ્હને કઇ તરફ ખેંચી જાય છે. પછી હું ત્હને મળીશ.

( જાય છે )

દેવગુપ્તઃ

ત્હમે તો બોલતાં પણ નથી. આ ત્હમારી મલ્લિકાની માળા તો હજુ અધુરી જ છે–ધન્ય ત્હમારી શિલ્પ–કુશળતા !

સુરમાઃ

હું એકલી જ આ ઉપવનમાં રહું છું. આપ–એક વિદેશી !

દેવગુપ્તઃ

તો એથી શું ? સહુ એકલાં જ સંસાર પન્થે પરવરે છે. કોઈનું મિલન થવું એ એના ભાગ્યની વાત છે. જૂઓ, ત્હમે મ્હને ન મળ્યાં હોત તો આશ્રય કોણ આપત ?

(હસે છે.)

સુરમાઃ

(સ્વગત) આ કેવો વિલક્ષણ પુરુષ છે ! ઉત્તર આપતાં પણ મ્હને નથી આવડતું, શું કરું ?

દેવગુપ્તઃ

તો હું ત્હમારા આ ઉદ્યાનમાં બે ઘડી વિશ્રામ તો જરુર લઇશ. પછી ભલે ત્હમે મ્હને કાઢી મૂકજો.

સુરમાઃ

ઠીક છે. હું મ્હારી પુષ્પ–રચના લઈ રાજમંદિરમાં જાઉં છું, ત્યાં સૂધી આપ અહીં આરામ કરો.

દેવગુપ્તઃ

ત્યારે શું ત્હમે રાજમંદિરમાં પણ જાઓ છો ?

સુરમાઃ

હા ! એ તો મ્હારી જીવિકા છે !

દેવગુપ્તઃ

સારી વાત છે સુરમા ! ત્હમે જઇ આવોઃ ત્યાં સૂધી હું મ્હારો થાક ઉતારું છું.

[ એક વૃક્ષની નીચે બેસી જાય છે—સુરમા માળા ગૂંથતી એના તરફ છાનું જોતી જાય છે. ]

દેવગુપ્ત :

વાહ ! કેટલો સુગંધિત વાયુ છે ! ઘ્રાણેન્દ્રિય તૃપ્ત થઇ ગઇ; મગજ તર થઇ ગયું અને ગ્લાનિનું તો નામનિશાન પણ નથી રહ્યું. સુરમા, ત્હમારું સ્થાન કેટલું સુરમ્ય છે !- (જોઇને) અરે ! ત્હમારી પુષ્પમાળા તો ગુંથાઈ ગઇ; કેટલી સુંદર છે ! એ ગુંથનાર કોમળ કરને ચૂમવાનું મન થાય છે !

સુરમાઃ ( હસતી હસતી )

ત્હમે તો મહા ધૃષ્ટ છો...... તો હવે હું જાઉં છું.

[ પોતાની પુષ્પ–રચના લઇ મરડાટમાં જાય છે. ]

---

# ચિત્ર ૨ જુ

( કાન્યકુબ્જના રાજમંદિરનો એક વિભાગ )

**ગ્રહવર્મા :**

( રાજ્યશ્રીની સાથે ચિન્તત ભાવે પ્રવેશ કરતાં )

પ્રિયે ! મ્હારૂં ચિત્ત આજ કોણ જાણે શાથી યે ઉદાસીન બની ગયું છે : યત્ન કરવા છતાં યે હું એને પ્રસન્ન કરી શકતો નથી. અનેક ભાવનાઓ હૃદયમાં જાગી રહી છે, અને એ ભાવનાઓ નિર્બળ હોવા છતાં યે મન ઉદ્વિગ્ન કરી રહી છે.

**રાજ્યશ્રી :**

નાથ ! આપના જેવા ધીર પુરુષોને—જેમને હૃદય હિમાલય સમાન અચળ અને શાંત છે તેમને—શું માનસિક વ્યાધિઓ ડગાવી શકે છે ? કદિ નહીં !

**ગ્રહવર્મા :**

આ વિશ્વવ્યાપી વૈભવના આનંદમાં મ્હારું હૃદય શંકાશીલ બની આજે મ્હને દુર્બળ બનાવી રહ્યું છે.

**રાજ્યશ્રી :**

શેની શંકા છે ? પ્રિયતમ !

**ગ્રહવર્મા :**

પુણ્યભૂમિ મહોદયનું સિંહાસન; સરલ અને અનુરક્ત પ્રજા; સુજલા—શસ્ય—શ્યામલા ઉર્વરા ભૂમિ; સ્વાસ્થ્યનું વાતાવરણ અને સૌથી સુંદર ઉત્તરાપથનાં કુસુમ—આ પવિત્ર મુખ—મ્હારાં છે, પોતાનાં છે; છતાં યે—

રાજ્યશ્રી:

(સંકુચિત થતાં) છતાં યે શું ?

ગ્રહવર્મ્મા:

છતાં યે એ કે આ સુદૂર વ્યાપી નીલ આકાશ કેટલાં કુતૂહલોનું, પરિવર્તનોનું ક્રીડાસ્થળ છે. એ આવરણ પણ કેટલું કાળું છે–કેટલું.........

રાજ્યશ્રી:

બસ, નાથ બસ ! શા સારૂ હૃદયને દુર્બળ બનાવીને ઉદાસીનતા વધારી રહ્યા છો !

ગ્રહવર્મ્મા :

મનુષ્યહૃદય સ્વભાવતઃ દુર્બળ છે. પ્રવૃત્તિઓ મહામહા રાજ્યશક્તિઓની માફક એને ઘેરી રાખે છે. સમય પ્રાપ્ત થતાં જ એ ન્હાના શા હૃદય–રાજ્યને અધીન કરવાને તૈયાર થઇ જાય છે.

રાજ્યશ્રી:

વ્યર્થ ચિન્તા ! હૃદયને પ્રસન્ન રાખો : પ્રફુલ્લિત બનાવો. કદાચિત સંગીતમાં દિલ પરોવાય; બોલાવું ગાનારીઓને ?

ગ્રહવર્મ્મા:

નહીં, પ્રિયે ! ક્ષત્રિયોનો વિનોદ તો મૃગયા છે. ઇચ્છા થાય કે સીમાપ્રાન્તના જંગલમાં કેટલાક દિવસો ગાળી મનને બહેલાવું.

# ચિત્ર ૩ જું

( સુરમાનું ઉપવન )

દેવગુપ્ત

હું માલવનરેશ છૂપાવેશમાં અનેક દેશ નિહાળતો ફર્યો, પરંતુ તે દિવસે મદનોત્સવમાં જે આનંદદાયક દૃશ્ય અહીં જોવામાં આવ્યા તે શું કદિયે ભૂલાશે ખરાં ? રાજ્યશ્રી ! આહ ! કેટલું આકર્ષક–કેટલું સૌન્દર્યમય એ રૂપ છે !

( મધુકર પ્રવેશ કરે છે. )

મધુકર :

મહારાજ ! માલવદેશથી એક દૂત આવ્યો છે.

દેવગુપ્ત :

એને લઇ આવ મધુકર, હું હમણાં થોડા દિવસ મ્હારો નિવાસ અહીં રાખીશ.

[ મધુકર જાય છે, દૂતની સાથે ફરીથી આવે છે. ]

દૂત :

જય હો દેવ !

દેવગુપ્ત :

કહે, શા સમાચાર છે ?

દૂત :

મહારાજની કૃપાથી સર્વે મંગળ છે. મંત્રિવરે આ પ્રાર્થના પત્ર આપની પાસે મોકલ્યો છે.

( પત્ર આપે છે. )

દેવગુપ્ત :

(વાંચે છે) સ્વસ્તિ શ્રી ઇત્યાદિ મહારાજની—આજ્ઞાનુસાર વીરસેન સેનાની સાથે નિર્દિષ્ટ સ્થાને પ્રયાણ કરી રહ્યા છે. બીજા એક હજાર સૈનિકો પણ દૂતની સાથે જ અનેક વેશમાં આપની સમીપ હાજર છે. સંકેત મળતાં જ તેઓ એકત્ર થઇ શકશે પરંતુ દેવ! પરિણામનો વિચાર કરીને કાર્યનો આરંભ થાય એટલી પ્રાર્થના છે.' (હસીને પત્ર ફાડી નાખતાં) મંત્રી હવે વૃદ્ધ થયા છે! જાઓ, આરામ કરો. (દૂત જાય છે.)

[સુરમા પ્રવેશ કરે છે.]

દેવગુપ્ત :

આવ, સુરમા! આ મ્હારો એક સાથી અને શ્રેષ્ઠિ આવી ગયો છે; ત્હને કષ્ટ તો નહીં થાય ને?

છું ! ત્યાં જવું પડે છે ત્યારે જાણે હું આગમાં, પાણીમાં પડી રહી હોઉં એમ લાગે છે। પગ કંપે છે, જાણે ભૂકમ્પમાં ચાલી રહી ન હોઉં !

દેવગુપ્ત :

અને જો, કદાચ હું પણ કોઈ પ્રદેશનો રાજા હોઉં તો સુરમા !

સુરમા :

( જોઇને ) ત્હમે ? ત્હમે રાજા હોઇ શકો નહીં; અસંભવિત છે. ત્હમે તો મ્હારા જેવા જ મનુષ્ય છો, ત્હમારા મુખની જ્યોતિ–ઉંહું ! ત્હમે બીજું કોઇ પણ થઇ શકો, રાજા નથી થઈ શકતા.

દેવગુપ્ત :

વાહ સુરમા ! તું તો સામુદ્રિક પણ જાણે છે !

સુરમા :

[પાસે બેસી] અહા ! કેટલી સોહામણી રાત્રિ છે–ચન્દ્રિકાના મુખ પર ઝાકળનું અવગુંઠન નથી ! સ્વચ્છ અનંતમાં દેવલોકોનાં દીપક ઝળહળી રહ્યા છે–કેટલા સુંદર છે !

દેવગુપ્ત :

[સ્વગત] કેટલી ભાવનામયી આ યુવતી છે–જરુર એના હૃદયમાં કોઇ મહત્વાકાંક્ષા છે.–[પ્રકટ] કેમ સુરમા ! આવી રાત્રિ તો સુંદર સંગીતને શોધે છે–ત્હને કાંઈ ગાતાં આવડે છે ?

સુરમા :

(કૃત્રિમ ક્રોધથી) વાહ ! આપ તો ધીરે ધીરે હાથપગ ફેલાવતા ગયા !

દેવગુપ્ત :

[ અનુનયથી ] સુંદરી ! એક તાન ! અપરાધ ક્ષમા કરજે !–વિદેશની આ રાત્રિ જીવનભર સ્મરણમાં રહેશે–દુહાઇ છે !

સુરમાઃ :

હું જાણું છું કે નહીં એની મ્હને ખબર નથી; પણ ગાઉં છું, કોઇ કોઇ વાર મ્હારા દુઃખી દિવસો પર રોઉં છું, જરુર!

દેવગુપ્તઃ

ભલે એમ સુરમા!

સુરમાઃ

(ગાય છે)– (ધૂન ઠુમરી–ત્રણ તાલ)

આશા વિકલ બની સા મ્હારી,
તૃષા છીપી ન કદિ મનની રે!
દૂર સરી રહ્યું સરવર શીતલ,
સંધ્યા ઓળા ઉતરે એ પર
નીચી ઢળે જો પલકો દુર્બળ,
ધ્વનિ સુણી ન કંઇ નવ ઘનની રે!

ઓ બે–પીડ પીડ! હું હારી,
જાવા દે, હું છું અધમારી,
કંપી રહી ઘાયલ દુખિયારી–
થેલી ભૂલી જીવન–ધનની રે!

---

## ચિત્ર ૪ થું

( કિલ્લામાં મંત્રી )

**દૂત:**

( પ્રવેશ કરીને ) આર્ય ! ભયાનક સમાચાર છે !

**મંત્રી:**

શા ?

**દૂત:**

સીમાપ્રાન્તના વનમાં મહારાજ તો સુખપૂર્વક મૃગયા-વિનોદમાં દિવસ વિતાવી રહ્યા છે, પરંતુ... ... ... ...

**મંત્રી:**

કહે, કહે, પરંતુ શું ?

**દૂત:**

યુદ્ધની આશંકા છે ! માલવેશ્વરની સીમા આપણી સીમા સાથે મળેલી છે. વિના કારણે એમની સેના આજકાલ સીમા પર એકત્ર થવા માંડી છે અને મહારાજને ઉશ્કેરવાને સારુ જાણી બુઝીને કંઇ ને કંઇ ધૃષ્ટતા કરી રહી છે. એટલા માટે મહારાજે કહ્યું છે કે સેના-પતિએ સેનાની સાથે ત્વરાથી ત્યાં જવું જોઇએ.

**મંત્રી:**

પરંતુ નગરમાંથી મ્હને જે સમાચાર મળ્યા છે તેથી તો હું પોતે પણ શંકાશીલ બની રહ્યો છું. મ્હને કાન્યકુબ્જના નાગરિકોમાં કોઈ સંદેહજનક વ્યક્તિ હોવાના ખબર મળ્યા છે— ( વિચાર કરીને ) વારુ, તું મહારાજને કહેજે કે હું લશ્કર મોકલું છું, પરંતુ છેવટ

સુધી સાવધાન રહેવાની જરુર છે. હું નગરરક્ષાને માટે થોડું સૈન્ય રાખીશ, કારણ કે સ્થાણ્વીશ્વરથી સહાયતા મળવામાં હજુ વિલંબ થશે. હું ત્યાં પણ સંદેશ પાઠવું છું.

( દૂત જાય છે. )

## મંત્રીઃ

ત્યારે હવે મહારાણીને પણ સમાચાર આપવા જોઇએ. હં, હવે યાદ આવ્યું—આજે તો તેઓ દાનપર્વમાં રોકાયાં હશેઃ તો ત્યાં જ જાઉં. સેના પણ મોકલવાની છે.

વૃદ્ધાવસ્થા એ પણ કેવો ભીષણ વ્યાધિ છે! અહા! આપણે એ હંમેશાં જોઇએ છીએ, પરંતુ તથાગતની માફક એ દ્રશ્યનો લાભ કોણે લીધો? આટલા દિવસ કામ કર્યું, હજુએ તૃષ્ણા ન છૂટી! જાઉં–મ્હને પહોંચતાં પણ વાર લાગશે.

તો પહેલાં સેનાપતિને મળું કે મહારાણીને? (વિચાર કરીને) પહેલાં સેનાપતિને મળું–એ જ યોગ્ય છે.

( જાય છે. )

---

## ચિત્ર ૫ મું

[ દેવમંદિરમાં રાજ્યશ્રી. દાનનો વિધિ અને ભિક્ષુઓ હાજર છે. ]

**રાજ્યશ્રી:**

( ભિક્ષુઓને વસ્ત્ર અને ધન આપે છે–શાંતિદેવ સ્હામે આવે છે. ) ત્હમારું શુભં નામ ભિક્ષુ?

**શાંતિદેવ:**

જય હો! મ્હારું નામ શાંતિભિક્ષુ ... ... ... ... ... ...

( અટકીને રાજ્યશ્રી તરફ જૂએ છે )

**રાજ્યશ્રી:**

ભિક્ષુ! ત્હમે પ્રવ્રજ્યા ગ્રહણ કરી લીધી છે, પરંતુ ત્હમારું હૃદય હજુ ...

**શાંતિદેવ:**

કલ્યાણી! હું, મ્હારો અપરાધ—

**રાજ્યશ્રી:**

હા, ત્હમે! ભિક્ષુ! ત્હમને શીલ-સંપદા નથી મળી, જે સર્વથી પહેલાં મળવી જોઇએ.

**શાંતિદેવ:**

હું બધી તરફથી દરિદ્ર છું, દેવિ!–(સ્વગત) વિશ્વમાં આટલી વિભૂતિ? અને હું–મસ્તક ઊંચું કરી મહા ઊંચાઈ તરફ જોતો ફક્ત ઉથલી પડું છું–ચઢવાનું કોણ કહે!

**રાજ્યશ્રી:**

શું વિચારો છો ભિક્ષુ?

શાંતિદેવ:

કેવળ મ્હારી ક્ષુદ્રતા—

રાજ્યશ્રી:

ત્હમે ત્હમારા મનને સંયમી બનાવો ભિક્ષુ ! શ્લાઘા—આકાંક્ષાનો પથ ત્હમે બહુ સમય પહેલાં છોડી ચૂક્યા છો. ત્હમારી કોઈ જરુરી આવશ્યકતા હોય તો હું એ પૂરી કરી શકું તેમ છું. કહો તો નિશ્ચિંત ઉપાસનાની વ્યવસ્થા કરાવી આપું.

શાંતિદેવ:

(સ્વગત) આટલું સૌન્દર્ય, વૈભવ અને શક્તિ સૌ સાથે ?

રાજ્યશ્રી:

આમ માન શા માટે ભિક્ષુ ?

શાંતિદેવ:

મ્હારે જે જોઇએ છે તે નહીં મળી શકે-માટે હું નહીં માગું.

રાજ્યશ્રી:

ભિક્ષુ ! ત્હમે મ્હારું વ્રત ખંડિત ન કરો !

શાંતિદેવ:

નહીં, હું દાન નહીં લઉં. મ્હારે કાંઇ ન જોઇએ.

( જાય છે. )

રાજ્યશ્રી:

વિમલા ! હું આ પ્રસંગથી ખૂબ જ દુઃખી થઇ છું.

અમલા:

ચિન્તા ન કરો દેવિ ! પૂજન તો થઈ ગયું છે. હવે પધારો !

રાજ્યશ્રી:

આવું છું સખિ ! પણ મહારાજનો કોઈ સંદેશ આવી રહ્યો હોય એમ મ્હારું હૃદય કહી રહ્યું છે

વિમલા:

પ્રિયજનોની ઉત્કંઠામાં પ્રાય: એવો જ ભ્રમ થયાં કરે છે.

( પ્રતિહારી પ્રવેશ કરે છે )

પ્રતિહારી:

મહાદેવીનો જય હો ! મંત્રી મહાશય પધારી રહ્યા છે.

રાજ્યશ્રી:

આવવા દે.

મંત્રી:

( પ્રવેશ કરીને ) મહાદેવીનો જય હો ! કાંઈ નિવેદન......

રાજ્યશ્રી:

કહો, કહો–

મંત્રી:

સીમાપ્રાન્તથી યુદ્ધનો સંદેશ આવ્યો છે.

રાજ્યશ્રી:

( સ્વસ્થ બની ) મંત્રી ! એ વાત કહેતાં આપને સંકોચ થયો હતો ! ક્ષત્રાણીને માટે એથી વધુ શુભ સમાચાર બીજા કયા હોઈ શકે ! આપ પ્રબંધ કરો ! હું નિર્ભય છું.

( મંત્રી જાય છે )

રાજ્યશ્રી:

ચાલો, આપણે સૌ ફરીથી વિજયને સારુ પ્રાર્થના કરી લઈએ.

[ સૌ પ્રતિમા પાસે જઈ પ્રાર્થના કરે છે–પુષ્પાંજલિ અર્પે છે. દિરમાં અટ્ટહાસ્ય, રાજ્યશ્રી મૂર્ચ્છિત થાય છે, અંધકાર છાઈ રહે છે. ]

---

# ચિત્ર ૬ ઠું

( સુરમાનું ઉપવન )

દેવગુપ્તઃ

સુરમા, ત્હને જ્યારે હું અત્યંત કષ્ટપૂર્વક ઉપવનમાં જલ સીંચતી જોઉં છું ત્યારે, અને પરિશ્રમપૂર્વક ફૂલ વીણી એની માળા ગૂંથતાં જોઉં છું ત્યારે મ્હારું હૃદય વ્યથિત થાય છે!

સુરમાઃ

શા માટે? આટલી સહાનુભૂતિ તો આજ સુધી કોઇએ મ્હારા પ્રત્યે દાખવી નથી!

દેવગુપ્તઃ

મ્હારું હૃદય જાણે; "એ શા માટે" નું કારણ હું શું આપું? આ કુસુમ તો કામદેવની ઉપાસનામાં મુગટની શોભા વધારે તેવું છે!

સુરમાઃ

કોઈની વધારે પ્રશંસા કરવી એ ત્હેને દગો દેવા બરાબર છે, શ્રેષ્ઠિ! ત્હમારું......

દેવગુપ્તઃ

બસ કર સુરમા! હું શ્રેષ્ઠિ નથી;–આજ હું ત્હને અભિન્ન સ્હમજીને મ્હારું રહસ્ય કહું છું. હું માલવનરેશ દેવગુપ્ત છું.

સુરમાઃ

( આશ્ચર્યથી ) શું?

દૂતઃ

( પ્રવેશ કરીને ) જય હો દેવ! સ્થાણ્વીશ્વરમાં પ્રભાકરવર્ધનનો

વધ થયો છે અને રાજ્યવર્ધન અત્યારે હૂણયુદ્ધને માટે પંચનદ ગયા છે.

દેવગુપ્તઃ

વારૂ, જાઓ !

( દૂત જાય છે. )

સુરમાઃ

ત્હમે–આપ–માલવના–

દેવગુપ્તઃ

હા. સુરમા ! ચાલીશને મ્હારી સાથે ?

સુરમાઃ

શું એ સાચું કહો છો ? નહીં મહારાજ ! જેવો આપનો વેષ કૃત્રિમ છે, તેવી જ આ વાણી નથી શું ?

દેવગુપ્તઃ

નહીં પ્રિયે ! હું તો ત્હારો અનુચર છું.

સુરમાઃ

હે પ્રભુ ! આટલું મહાસૌભાગ્ય ! નહીં, એ મ્હારા ભાગ્યનો ઉપહાસ છે.

દેવગુપ્તઃ

નહીં સુંદરી ! એ ઉપહાસ નથી, સત્ય છે.

સુરમાઃ

પરંતુ શાંતિભિક્ષુની પ્રતીક્ષા !

દેવગુપ્તઃ

શાંતિભિક્ષુ કોણ ? એને તું કાંઇ દાન આપવા માગે છે કે શું ?

સુરમાઃ

નહીં, આપી ચૂકી છું.

દેવગુપ્તઃ

આપી દે ત્યારે, આ ઉપવન જ—ત્હારે હવે એની શી જરુર છે?

સુરમાઃ

એમજ કરીશ.

દેવગુપ્તઃ

ત્હેં મ્હને પ્રાણદાન તો દીધું, પરંતુ જો, જ્યાં સુધી આપણે અહીંથી માલવ પ્રતિ પ્રયાણ ન કરીએ ત્યાં સુધી આ વાત જાહેર ન થાય.

સુરમાઃ

વારુ. હું જાઉં છું—વિશ્વાસ રાખજો—( અસ્તવ્યસ્ત ભાવે ઊઠીને જાય છે ).

( મધુકર પ્રવેશ કરે છે. )

દેવગુપ્તઃ

સીમાના શા સમાચાર છે? વીરસેનની વીરતા માટે તો મ્હને ખાત્રી છે. પરંતુ આ મૌખરી ( ગ્રહવર્માનો વંશ ) પણ સહજ નથી. આ તરફ હું આટલા માણસો સાથે પરાઇ ધાનીમાં પડયો છુંઃ અત્યંત વિષમ સમસ્યા છે. શું કરું? કાંઇ સમજાતું નથી!

મધુકરઃ

સીમાપ્રાન્તમાં વિજય પ્રાપ્ત થવાની ચોક્કસ સંભાવના છે, અને કદાચ એમ ન થયું તો તુરત જ માલવ પહોંચીને બધો દોષ મંત્રીને માથે ઓઢાડીને આવ્યા ખસી જજો. સંધિનો પ્રસ્તાવ મોકલી આપજો, કારણ કે માલવેશ્વર ઘણાં દિવસો થયાં તીર્થયાત્રાને માટે ગયા છે એ વાત તો પ્રસિદ્ધ છે.

દેવગુપ્તઃ

મધુકર! દેવગુપ્ત પણ એજ ગુપ્તવંશનો છે, જેના નામથી

એક દિવસ સમસ્ત જમ્બૂદ્વીપ કંપી ઊઠતો હતો. આજે સિંહ વિહીન જંગલમાં શિયાળવાઓનું રાજ્ય છે. મ્હારે એક વાર એમજ કરવું પડશે–સ્થાણ્વીશ્વર અને કાન્યકુબ્જ બંનેનો વિનાશ કરવો પડશે.

**મધુકર:**

દૈવ અનુકૂળ હોવાથી આપની ઇચ્છા પૂર્ણ જ થશે.

( ચર પ્રવેશ કરે છે. )

**ચર:**

જય હો દેવ ! સીમાપ્રાન્તના યુદ્ધમાં આપનો જય થયો ! ગ્રહવર્મ્માને સખ્ત ઘા લાગ્યો છે; કારણ કે વીરસેને કાન્યકુબ્જની સેના પહોંચતાં પહેલાં જ યુદ્ધનો આરંભ કરી દીધો હતો. અહીં દુર્ગમાં પણ સૈન્ય બહુ ઓછું છે.

**દેવગુપ્ત:**

હું ધારું છું કે મ્હારા સૈનિકો એના કરતાં વધારે છે. મધુકર ! જો, સાંભળ–( કાનમાં કાંઇક કહે છે. પછી પ્રકટ )–જ્યારે વધુ સૈન્ય સીમા તરફ ચાલ્યું જાય ત્યારે મ્હેં કહ્યું તે પ્રમાણે મ્હારા સર્વે સૈનિકો દુર્ગમાં એકત્ર થાય. 'વિજય' સંકેત થશે, જાઓ–બસ–

( સૌ જાય છે. )

---

## ચિત્ર ૭ મું

[ કિલ્લામાં મૂર્ચ્છિત રાજ્યશ્રી અને સખીઓ ]

**વિમલા:**

સખી ! હવે શું થશે !

**કમલા:**

શું કહું ? મંદિરવાળી ઘટનાથી હજુ સુધી એકવાર પણ પૂરૂં ચેતન નથી આવ્યું એ આશ્ચર્ય પામવા જેવું છે–તે દિવસે શું ત્યાં કોઇ અપદેવતાનું આગમન થયું હતું ?

**વિમલા:**

સખિ ! હું તો માનું છું કે પેલો ભિક્ષુ ખડખડાટ હસી પડયો અને મહારાણીને પ્રતિમા હસવાના અપશુકનની આશંકા થઇ.

[ મંત્રી પ્રવેશ કરે છે. રાજ્યશ્રી ઊઠીને પ્રલાપ કરે છે ]

**રાજ્યશ્રી:**

હસી લીધું–હં હસી લીધું ! મ્હારી પ્રાર્થના પર હસી લીધું ! શું મ્હારી એ પ્રાર્થના અનુચિત હતી ? મ્હારી વાત શું હસવા યોગ્ય હતી ? નહીં, નહીં, હસવાનું કારણ મ્હારૂં નિર્બળ મન છે. હસો, હજુએ હસો ! મ્હારી પ્રાર્થના ત્હમારા કઠોરકર્કશ અટ્ટહાસ્યમાં વિલીન થઇ જાય ! હા હા હા હા !

**મંત્રી:**

કોને કહું ? અને શું કહું ? જેની આશંકા માત્રથી આ દશા છે, એને વાસ્તવિક સમાચાર આપવાથી શું પરિણામ આવશે ! કુટિલતે ! જો ત્હેં એક સુવર્ણમય સંસારને ધૂળમાં મેળવી દીધો !

( ભયભીત પ્રતિહારી પ્રવેશ કરે છે )

પ્રતિહારી:

આર્ય ! કોણ જાણે શાથી યે દુર્ગમાં ભારે ઠઠ જામી રહી છે. પ્રજા કહે છે કે અમને મહારાજની ખરી સ્થિતિના સમાચાર મળવા જોઇએ.

મંત્રી:

એ લોકોને કહે કે હું હમણાં આવું છું.

( પ્રતિહારી જાય છે )

[ રાજ્યશ્રી ઊઠીને ઉન્મત્તભાવે ટહેલે છે. ]

પ્રતિહારી:

( ફરીથી પ્રવેશ કરીને ) અનર્થ થયો !

મંત્રી:

શું થયું ? કાંઇ બોલ તો ખરો !

પ્રતિહારી:

એ પ્રજાજનોની સાથે દુર્ગમાં હજારો શત્રુઓ ઘુસી ગવા છે!

મંત્રી:

હું ! જે આમ ષડ્યંત્ર રચીને દુર્ગમાં ચાલ્યા આવે તે પ્રજાજન ન હોઇ શકે તેઓ શત્રુ........

( વિચારમાં પડે છે )

[ એક સૈનિક આવે છે. ]

સૈનિક:

મંત્રીવર ! દુર્ગરક્ષક સૈન્ય એકત્ર કરીને આત્મરક્ષાનો પ્રબંધ કરી રહ્યા છે. એમણે મ્હને કહેવાને મોકલ્યો છે કે આ ઉપદ્રવનો નેતા પેલો દુષ્ટ વણિક વેષધારી માલવેશ છે.

મંત્રી:

( ચમકીને ) કોણ ? શું માલવેશ ? વારુ ! જાઓ. યુદ્ધમાં

પાછા ન હઠશો ! કાન્યકુબ્જનો એક પણ સૈનિક જીવિત રહે ત્યાંસુધી દેવગુપ્ત દુર્ગપર અધિકાર ન કરવા પામે.

( સૈનિક જાય છે. )

**રાજ્યશ્રી:**

મંત્રી ! એણે હસી લીધું !

( નેપથ્યમાં રણકોલાહલ સંભળાય છે )

**મંત્રી:**

વિમલા ! મહારાણી અહીં રહે એ ઉચિત નથી—

**રાજ્યશ્રી:**

તો પછી મહારાણી ક્યાં જાય ?

**મંત્રી:**

શત્રુ દુર્ગમાં ધુસી આવ્યા છે–

**રાજ્યશ્રી:**

જાઓ, એમને આદરપૂર્વક તેડી લાવો--

**મંત્રી:**

હે ભગવન્ !

[ દેવગુપ્ત વિજયી સૈનિકો સાથે પ્રવેશ કરે છે. રાજ્યશ્રી મંત્રીની તલવાર લઇ લે છે અને દેવગુપ્ત પર એ ચલાવે છે. દેવગુપ્ત એ પકડી લે છે. રાજ્યશ્રી મૂર્ચ્છિત થઇ પડે છે. ]

( પડદો પડે છે. )

———

અંક ૨ જો — ચિત્ર ૧ લું

[ સુરમાનું ઉપવન: એકલો શાંતિભિક્ષુ ]

**શાંતિભિક્ષુ:**

મ્હને સંસારથી અળગો કરવામાં આવ્યો હતો–શા માટે? પિતાએ મ્હને ભિક્ષુસંઘમાં સમર્પણ કર્યો હતો–શું એટલા માટે કે હું ધાર્મિક જીવન વીતાવું? મ્હારે માટે એ હૃદયમાં દયા કે સહાનુભૂતિ ન હતાં! જ્યારે હૃદય–કાનનની આશાલતા બળવતી થઈ ત્યારે મ્હને દેખાય છે કે કર્મક્ષેત્રમાં મ્હારે માટે કાંઈ બાકી રહ્યું નથી. સુરમા!–જીવનની પહેલી ચિનગારી–એ પણ ક્યાં ગઈ! પ્રજ્વળી ઉઠેલી એક જ્વાલા–રાજ્યશ્રી!–( વિચારીને ) મૂર્ખ હું! નિશ્ચય નથી કરી શકતો કે સુરમા અથવા રાજ્યશ્રી–એ બેમાંથી મ્હારા પ્રજ્વલિત ગૃહપિંડના ભ્રમણનું કેન્દ્ર કોણ છે? કાન્યકુબ્જમાં આટલું બધું પરિવર્તન! આ તરફ સુરમા પણ કોણ જાણે ક્યાં ગઇ? ત્યારે હવે હું શું કરું? સંઘમાં પાછો જાઉં? નહીં, સંઘ મ્હારે માટે નથી. હું હવે અહિં કુટિરમાં રહીશ. ત્યારે શું હું હવે તપસ્વી બનીશ? નહીં, ભાવી કરાવે તે ખરું?–( ચારે તરફ જોઇને )–ઓહ! કેવી કાળી રાત્રિ છે!

( સૂઇ જાય છે. લુંટારાઓ પ્રવેશ કરે છે. )

**એક લુંટારો:**

આજે આપણે જે સૈન્ય જોયું તે કોનું છે?

**બીજો લુંટારો:**

રાજ્યવર્ધનનું. એ રાજ્યશ્રી અને ગ્રહવર્મ્માની શોધ કરવાને નીકળ્યું છે.

**પહેલો:**

ત્યારે શું રાજ્યશ્રી પણ મરી ગઇ ?

**બીજો:**

ના, રે. એ તો કેદમાં છે. આ ગરબડમાં તો આપણો હાથ લાગશે. શું કરૂં, જો રાજ્યશ્રી આપણા હાથમાં આવી હોત તો તો ખૂબ જ ધન મળત.

[ શાંતિભિક્ષુ પાસું બદલે છે. ]

**પહેલો:**

( એને જોઇને ) તું કોણ છે રે ?

**શાંતિભિક્ષુ:**

વિકટઘોષ.

**બીજો:**

એ તો ત્હારા લાંબા પ્હોળા હાથ પગ અને કર્કશ અવાજ પરથી જણાય છે. પણ તું શું કરે છે ?

**શાંતિભિક્ષુ:**

હું કાન્યકુબ્જનો લુંટારો છું. મૂર્ખ ! મ્હારા ક્ષેત્રમાં તું શા માટે આવ્યો ?

**પહેલો:**

ભાઇ વિકટઘોષ ! તો અમે પણ ત્હમને અમારા નેતા માનીશું.

**વિકટઘોષ:**

ઠીક છે. તો પછી રાજ્યશ્રીને એકલા ઉઠાવી જવાનો પ્રયત્ન ન કરશો, સમજ્યા ?

બંને:

નહીં રે, કાંઈ એવું થાય ખરું કે! પરંતુ દસ્યુપતિ! ગાડનું એક બીજું સૈન્ય પણ આવી રહ્યું છે. એ બંનેના આક્રમણની વચમાંથી રાજ્યશ્રીને ઉપાડી લાવવાનું કાર્ય સરલ નથી.

વિકટઘોષ:

ડરપોક! આવા બળ ઉપર જ તું લુંટારો બન્યો છે કે?

બંને:

નહીં, અમે પ્રાણ આપવા લેવામાં પાછા હટતા નથી.

વિકટઘોષ:

તો સારી વાત છે. ચાલો, આપણે આજ રાત્રિએ બંને સૈન્યની હિલચાલ તપાસીએ.

બંને:

ચાલો.

( ત્રણે જાય છે. )

---

# ચિત્ર ૨ જું

(વન પથ: કેટલાક સૈનિકોની સાથે ભણ્ડિ પ્રવેશ કરે છે.)

**ભણ્ડિ:**

કેમ ખરૂ ને ? હવે તો હું ધારું છું કે કન્નોજની સીમા નજીકમાં છે.

**એક સૈનિક:**

આપણે તો ગૌડરાજની પ્રતીક્ષામાં સમય ન વીતાવ્યો હોત તો આજે જ પહોંચી ગયા હોત.

**ભણ્ડિ:**

આજે તો નરેન્દ્રગુપ્ત શશાંકના આગમનનો નિશ્ચય હતો, અને આ સ્થળ નક્કી કરવામાં આવ્યું હતું. તેઓ હજુ યે કેમ ન આવ્યા ?

**અન્ય સૈનિક:**

તે આવે કે ન આવે. સેનાપતિ ! આ અકારણ મૈત્રીથી મ્હારું ચિત્ત તો બહુ જ શંકિત થઈ રહ્યું છે. મહાકુમારે કોણ જાણે શાથી યે એના પર એટલો વિશ્વાસ મૂકયો છે. આપણે પોતે શું એ દુષ્ટ માલવપતિને દંડ દેવાને અસમર્થ છીએ—?

**ભણ્ડિ**

એ તો ઠીક છે, પરંતુ જો રાજનીતિ મિત્રતાથી સફળ થતી હોય તો લડાઇ કરવી ગોગ્ય નથી. એની પણ સ્થાણ્વીશ્વર સાથે મૈત્રી કરવાની ઇચ્છા છે.

**ત્રીજો સૈનિક:**

વારુ. ત્યારે હવે આપ પટ–મંડપમાં વિશ્રામ કરો. મહાકુમારને પૂછીને હું આપને સૂચના આપીશ. આપનું શિબિર સમીપમાં જ છે.

ભણ્ડિ:

ઠીક-( સામે જોઇને )-આ ત્રણ અપરિચિત જેવા કોણ આવી રહ્યા છે ?

( વિકટઘોષ પોતાના બે સાથીઓ સાથે પ્રવેશ કરે છે.)

વિકટઘોષ:

( પ્રણામ કરીને ) સેનાપતિની કૃપાથી મ્હારી મનોકામના પૂર્ણ હો !

ભણ્ડિ:

ત્હમારી શી અભિલાષા છે ?

વિકટઘોષ:

અમે સાહસિક છીએ; પરંતુ હવે ચારિત્ર્ય અને વીરતાભર્યું જીવન જીવવા ઇચ્છીએ છીએ. દેવગુપ્ત મ્હારો જૂનો શત્રુ છે. એનો બદલો લેવો એ અમારો ધર્મ છે.

ભણ્ડિ:

પરંતુ ત્હમારી ખાત્રી ?

વિકટઘોષ:

શું અમ ત્રણ વીરોથી આપ ડરો છો ?-શું આટલા મ્હોટા સૈન્યને અમે ત્રણ વ્યક્તિ વંચિત કરી શકીશું ? એટલી મૂર્ખતા તો તો મ્હારા મનમાં નથી, સેનાપતિ !

ભણ્ડિ:

કિન્તુ ... ...

વિકટઘોષ:

'કિન્તુ' કયું જન્તુ છે એ હું નથી જાણતો. વીરોની પાસે કાંઇ પ્રમાણપત્રો લખાવેલાં નથી હોતાં. સેનાપતિ ! આપને વિશ્વાસ પડતો ન હોય તો અમે ચાલ્યા જઇએ-

ભણ્ડિ:

ત્હમારો પરિચય ?

વિકટઘોષ:

મ્હારૂં નામ વિકટઘોષ છે, અને આ બન્ને મ્હારા શૂરા સાથી છે. હું આપનો ઉપકાર માનીશ; વિજયમાં ઉપયોગી સિદ્ધ થઇ શકીશ.

ભણ્ડિ:

શું કહ્યું ?

વિકટઘોષ:

કાન્યકુબ્જ–દુર્ગના ગુપ્ત માર્ગ હું જાણું છું, એથી અતિ સરલતાથી આપને વિજય મળી શકશે.

ભણ્ડિ:

(કાંઇક વિચાર કરીને) ત્હમે મ્હને કશું નુકશાન કરી શકશો નહીં. અસ્તુ, ત્હમને પંચનદ વિભાગમાં દાખલ કરવામાં આવે છે. (પ્રથમ સૈનિકને) ગાલ્મિક! આમને લઇ જા.

(બધાં જાય છે.)

# ચિત્ર ૩ જું

( શિબિરઃ રાજ્યવર્ધન, નરેન્દ્રગુપ્ત અને ભણ્ડિ )

**નરેન્દ્રગુપ્તઃ**

દુરાત્મા દેવગુપ્તે કેવી કુક્ષણે આ ઉત્પાત મચાવ્યો ! જ્યારે ત્હમે બંને ભાઇ શોકમાં વ્યાકુળ હતા ત્યારે એને નારકિય અભિનય કરવાનો અવસર મળ્યો ! વારુ. ધૈર્ય અને શાંતિથી અગ્રેસર થઇને ...

**રાજ્યવર્ધનઃ**

શાંતિ ક્યાં છે ? ગૌડેશ્વર ! એ દુર્વૃત્ત વૈરીઓ પાસે બદલો લેવો અને તુર્ત જ દંડ દેવો એ મ્હારા જીવનનું પ્રથમ કાર્ય છે. મ્હારા બાહુબળથી બદલો લીધા વિના મનને સંતોષ આપવો એ મ્હારું કામ નથી.

**નરેન્દ્રગુપ્તઃ**

એમજ થશે.

**રાજ્યવર્ધનઃ**

થશે નહીં, થયું સમજો. રાજ્યવર્ધન કાંઇ રાખનો ઢગલો નથી કે તે શત્રુ સુખના પવનથી ભભુકી ન ઊઠે. એ જ્વાલા છે. ઉત્તરાપથને ભસ્મ કરીને એ શાંત થશે. ગૌડેશ્વર ! ત્હમે તો વર્ધનોના બંધુ છો, પરંતુ સ્થાણ્વીશ્વરની ઉન્નતિ અનેક નરેશોની આંખમાં ખટકી રહી છે એ ત્હમારાથી છૂપું નહીં હોય. હજુ હમણાં જ પંચનદમાંથી હૂણોને ભગાડયા અને જાલંધરમાં ઉદિતરાજના સ્કન્ધાવારમાં આવ્યો. પરંતુ મ્હને લાગે છે કે પ્રથમ હૂણોને બદલે આપણા ઘરમાં જ યુદ્ધ કરવું પડશે.

ભણ્ડિઃ

દેવ! એને માટે ચિન્તા શી છે? આપણું શસ્ત્રબળ ઉચિત દંડ દેવામાં પાછું નહીં પડે. મહોદય અને મગધ તો આપણા મિત્રો જ છે—પશ્ચિમ આર્યાવર્તમાં જ અશાંતિ છે.

નરેન્દ્રગુપ્તઃ

કાંઈ ચિન્તા ન કરો-ગૌડ અને મગધની સમસ્ત શક્તિ આપને માટે જ તૈયાર છે.

રાજ્યવર્દ્ધનઃ

ભણ્ડિ, મહોદય-દુર્ગ લેવાનો શો ઉપાય નક્કી કર્યો છે? વિનાશ કરવાની તો મ્હારી ઇચ્છા નથી, અને ઘેરામાં ઝાઝા દિવસો ગાળવા એ પણ ઠીક નથી.

ભણ્ડિઃ

એને માટે ચિન્તા ન કરો દેવ! સર્વ યથાસમયે આપ જોશો. વિશ્રામ કરો.

[ દૂત પ્રવેશ કરે છે. ]

દૂતઃ

જય હો દેવ!

રાજ્યવર્દ્ધનઃ

કેમ શા સમાચાર છે?

દૂતઃ

દુર્ગમાં બહુ જ થોડું સૈન્ય છે અને દેવી રાજ્યશ્રી પણ ત્યાં જ છે.

રાજ્યવર્દ્ધનઃ

હું હમણાં જ આક્રમણ કરવા ચાહું છું.

ભણ્ડિઃ

આપ આરામ કરો, આજનો દિવસઃ કાલે જ આપ જોશો કે વિજયલક્ષ્મી આપનું સ્વાગત કરી રહી હશે.

રાજ્યવર્દ્ધનઃ

એવું જ હો, ભણ્ડિ!

કમલા:

દુર્દૈવે એ સૌ કર્યું છે!

[ દેવગુપ્ત પ્રવેશ કરે છે ]

રાજ્યશ્રી:

આ કોણ?

દેવગુપ્ત:

હું દેવગુપ્ત છું. રાજ્યશ્રી! ત્હમને સ્વસ્થ થયેલાં જોઇને મ્હને આનંદ થયો.

વિમલા:

અર્ધખીલી વસંતની કલિકાને બળતી ધૂળમાં નાંખીને ભીષણ ઝંઝાવાત બૂમ પાડીને પૂછે છેઃ "તું સ્વસ્થ છે!" શાંત સરોવરની કુમુદિનીને પગતળે કચરી નાંખી ઉન્મત્ત ગજ એને હાથ ફેરવી આનંદિત કરવા માગે છે!

દેવગુપ્ત:

રાજ્યશ્રી! ત્હમારી આ દાસીઓને દૂર કરો. હું ત્હમારી સાથે વાત કરવા માગુ છું.

રાજ્યશ્રી:

ત્હમે દેવગુપ્ત? મ્હારી સાથે વાત કરવાને અધિકારી નથી– હું ત્હમારી દાસી નથી. એક નિર્લજ પ્રવંચકનું આટલું સાહસ!

દેવગુપ્ત:

સુંદરી!

રાજ્યશ્રી:

બસ. હું સચેત છું દેવગુપ્ત! મ્હને મ્હારા પ્રાણ પર પૂર્ણ અધિકાર છે. હું ત્હમારો વધ ન કરી શકી તેથી શું મ્હારો પ્રાણ પણ નહીં આપી શકું?

દેવગુપ્તઃ

ત્યારે શું ત્હમે આ રાજમંદિરને બંદીગૃહ બનાવવા માગો છો ?

રાજ્યશ્રીઃ

નરકમાં રહેવાનું હોય તો યે સારું !

દેવગુપ્ત :

ત્યારે એમજ થવા દો–[ તાલી બજાવે છે. ચાર સૈનિકો પ્રવેશ કરે છે ]–જૂઓ આજથી આ લોકો બંદીવાન છે–સાવધાન ! એમની સાથે એવું જ--વર્તન રાખવાનું છે—

[ જાય છે. ]



# ચિત્ર ૫ મું

( પ્રકોષ્ઠમાં મધુકરઃ રાત્રિ )

**મધુકર:**

જોઉં, હવે શું થાય છે?

( વિકટઘોષ પાછળથી આવી તમાચો મારે છે. )

**મધુકર:**

( માથું હલાવી ) શું આવું જ થવાનું હતું? ભાઇ! ત્હમે કોણ છો? મ્હારે ને ત્હમારે ક્યારનો પરિચય છે?–આ પરિહાસ કેવો?

**વિકટઘોષ:**

એ ત્હમે નથી જાણતા–આપણે બેય ત્યાં સાથે ભણતા'તા. તું એક તમાચો મારીને ગુરુકુળનો ત્યાગ કરીને ન્હાસી આવ્યો અને રાજસહચર બનીને આનંદ કરવા લાગ્યો. આ એનો બદલો છે. યાદ આવ્યું? મ્હારૂં નામ વિકટઘોષ છે!

**મધુકર:**

( વિચારમાં પડ્યો હોય તેમ ) હશે, ભાઇ! હશે, એ તો પાઠશાળાનું બાળપણ હતું: હવે તો આપણે બેય મ્હોટા થયા. હવે એવું ન હોવું જોઇએ.

**વિકટઘોષ:**

એ બધું તો મિત્રતામાં ચાલુ જ રહે છે; પણ ત્હેં મ્હને બરાબર ઓળખ્યોને!

**મધુકર:**

બરાબર! ત્હમારૂં નામ શું?

વિકટઘોષ:

વિકટઘોષ.

મધુકર:

ઓહ! ત્યારે જ ત્હમે શંખઘોષ કરો છો. આ ત્હમારી રૂંવાદાર ખંજરી શીદ બજાવતા હતા! આપ આટલી રાતના અતિથિ!

વિકટઘોષ:

હું જલ્દીથી ચાલ્યો જઈશ.

મધુકર:

હં! વધારે કષ્ટ લેવાની આવશ્યકતા નથી–આપને દૂર જવાનું હશે, નહીં વારુ?

વિકટઘોષ:

ચૂપ રહો! પહેલાં એ તો પૂછ્યું નહીં કે હું કેમ આવ્યો છું!

મધુકર:

આપ જાઓ: હું પૂછી લઇશ! પેલ્લી બાજૂ—( રસ્તો દાખવે છે. )

વિકટઘોષ:

મ્હારે ત્હમારા મહારાણીને મળવું છે.

મધુકર:

ત્યારે તો ત્હમારે એ ઠાઠથી આવવું જોઈતું હતું. આ ભયાનક દાઢી અને વીંછીની પૂંછડી જેવી–નહીં નહીં વીંછીના ડંખ જેવી મૂછ! ઉંહું! આપ જરા યે સહૃદય નથી–એને જરા નીચી કરો!

( હાથ લાંબો કરે છે– )

વિકટઘોષ:

[ ઝટકો મારીને ]સીધે સીધું કહે કે ક્યાંથી જવાનું છે?

મધુકર:

બે રસ્તા છે. એક સુંદર રાજમંદિરમાં જાય છે, જ્યાં શ્રીમતી

સુરમાદેવી વિરાજમાન છે અને બીજો બંદીગૃહમાં: જ્યાં રાજ્યશ્રી છે. આપ ક્યાં રાણીને મળવા ઇચ્છો છો ?

વિકટઘોષ :

[ ચમકીને ] સુરમા ! એ વળી કોણ ?

મધુકર :

એજ તો ! એ નવી રાણી છે—આ નવા રાજ્યની ! સ્હમજતા નથી કે રાજા લોકો નવું રાજ્ય સરજે ત્યારે જૂની રાણીને રાખે ખરાં કે !

વિકટઘોષ:

એ ક્યાંની રાજકુમારી છે ?

મધુકર :

અરે ! આવી બુદ્ધિએ ત્હમે રાણીને મળવા નીકળ્યા છો— (એને છરો કાઢતાં જોઇને ડરતાં )- પહેલાં એ સંતાડી દો-- નહીં તો મ્હારો જીવ નીકળી જશે.

વિકટઘોષ:

તો કહે જલ્દી !

મધુકર:

એ તો આ કાન્યકુબ્જની એક માલણ છે. એને અંદર—

( ભયભીત થઈને છરો જૂએ છે. )

વિકટઘોષ:

( છરાને છૂપાવતો વિચાર કરે છે ) તો શું એ સુરમા—એ રાણી ? દેવગુપ્તની પ્રણયિની ! એના તરફ જવાનો માર્ગ કયો ?

મધુકર :

આ–( સામે બતાવીને )-- અને પેલો– ( બતાવીને )– એ રસ્તે આપ રાજ્યશ્રીને મળી શકો છો.

વિકટઘોષ :

વારુ : તું હવે આરામ કર.

(એનાં હાથ બાંધવા માંડે છે)

**મધુકર :**

આ શું ?—આનું નામ મૈત્રી કે !

**વિકટઘોષ:**

ચૂપ રહે !—(સંકેત કરે છે.)–

[બીજો લુંટારો આવે છે: મધુકરને ત્યાં છોડીને વિકટઘોષ ચાલ્યો જાય છે. બીજો લુંટારો એને ઘસડીને લઈ જાય છે.]



( ૭ ૬ .

# ચિત્ર ૬ ઠું

( ઉપવનમાં સુરમા અને દેવગુપ્ત )

દેવગુપ્તઃ

આજ સુરમા ! સારી રીતે પાયાં કર. કાલ તો મ્હારે ભયંકર યુદ્ધને માટે તૈયાર થવાનું છે. તું કેટલી સુંદર છે, સુરમા !

સુરમાઃ

કેટલી માદકતા આ પ્રશંસામાં છે, પ્રિયતમ ! મ્હને મ્હારું સ્વરુપ ભૂલાઈ જાય છે. મ્હારું આ સાભાગ્ય...... !

દેવગુપ્તઃ

સુરમા ! મ્હારા જીવનમાં આવો ઉન્માદકારી અવસર કદિ યે આવ્યો ન હતો. તું યૌવન, સ્વાસ્થ્ય અને સૌન્દર્યની છલકાતી પ્યાલી છે—હું પાગલ નથી થતો એ જ આશ્ચર્ય છે, મ્હારા આ સાહસની વિજયલક્ષ્મી !

સુરમા :

[ ચારે તરફ જોઈને ] હું કયાં છું ? આ ઉજ્જવળ ભવિષ્ય કયાં છુપાયું હતું ? અને આ સુંદર વર્તમાન, ઇન્દ્રજાળ તો નથી ને ?—( દેવગુપ્તનો હાથ પકડીને )—શું આ સૌ સત્ય છે ?

દેવગુપ્તઃ

કાન્યકુબ્જ પરના મ્હારા અધિકાર જેટલું જ એ સત્ય છે. સુરમા ! શંકા ન રાખ. આપ—એક બીજું પાત્ર !

( સુરમા પાત્ર ભરીને આપે છે )

દેવગુપ્તઃ

[ પીતાં પીતાં ] આ જો, સુરમા ! આકાશ નક્ષત્રનાં ફૂલ

વરસાવી રહ્યું છે. પણે જો! ચંદ્રમાનું સ્નિગ્ધ હાસ્ય ત્હારો સત્કાર કરી રહ્યું છે! જીવનની આ અદ્ભુત રાત્રિ છે! સુરમા! તું કાંઇક ગાઇશ?

સુરમાઃ

કેમ નહીં, પ્રિયતમ! [ગાય છે.]–

[સોહિણી–ત્રિતાલ]

નિભાવે કોઇ કેમે પ્યાર.

ઘડી ઘડીએ જાગે એ ચંચલઃ
ભરી લાવે એ આંખોમાં જલઃ
વળિ વિખુટાં યે પાડી પલ પલઃ
દિયે વ્યથાનો ભાર.

કંપી ઉઠે જાગે એ મનમાં,
કો સુહાગના રસિલા વનમાં,
લજામણી સમ થાતો, હસતો,
કેવો એ સુકુમાર?

દેવગુપ્તઃ

સુરમા! તું કેટલી મધુર છે!––મ્હારા જીવનની વતારિકા!

(નેપથ્યમાંથી)

"એ ત્હારા દુર્ભાગ્યના મંદગ્રહની પ્રભા છે!"

દેવગુપ્તઃ

(ચમકીને)–એ કોણ?

દેવગુપ્તઃ

યક્ષ? અસંભવિત! યક્ષ કોઇ નથી, મનુષ્ય છે. તું કોણ છે, પ્રવંચક?

( નેપથ્યમાંથી )

" હું યક્ષ છું. ત્હારી ઇચ્છા હોય તો બાણ ચલાવીને જોઇ લે–એ જ તીર પાછું આવીને ત્હને લાગે છે કે નહીં. હું ફરીથી સાવધાન કરૂં છું–સુરમાને હમણાં જ ત્હારા પાશમાંથી છૂટી કર, નહીં તો પસ્તાશે. "

દેવગુપ્તઃ

તો હું......

(નેપથ્યમાંથી)

" હા, હા. તું; જો ત્હારે મૃત્યુને ભેટવું ન હોય તો સુરમાના બાહુપાશમાંથી તું મુક્ત થા! "

[ દેવગુપ્ત ભયભીત બની સુરમા તરફ જૂએ છે. સુરમા હતાશ દ્રષ્ટિએ એના તરફ મીટ માંડે છે. દૂરથી કોલાહલ સંભળાય છે. ]

દેવગુપ્તઃ

આ શું?

( નેપથ્યમાંથી )

" એ છે ત્હારી સુખનિદ્રાના અન્તસૂચક શત્રુસેનાના શબ્દો! મૂર્ખ! હજુ યે ન્હાસી છૂટ! "

[ દેવગુપ્ત ભયભીત સુરમાને છોડીને જાય છે. સુરમાઃ " પ્રિયતમ! સાંભળો! સાંભળો " કહેતી રહી જાય છે. વિકટઘોષ પ્રવેશ કરે છે.]

સુરમાઃ

હે પ્રભુ!

વિકટઘોષઃ

રમણી! ત્હને કોઇ ચાલવાનું કહે છે ત્યારે તું પગમાં દર્દને

અનુભવ કરવા માંડે છે. વિશ્રામની વેળા થાય છે ત્યારે પવન કરતાં યે તીવ્રગતિ ધારણ કરે છે. તું સ્નેહથી ચિકણી, જલથી અધિક તરલ, પત્થરથી યે અધિક કઠોર છે! ઇન્દ્રધનુષ્યથી યે સુંદર બહુરંગશાલિની! સ્ત્રી! ત્હને......

સુરમા:

ત્હમે કોણ છો? યક્ષ નથી, ત્હમારો સ્વર તો પરિચિત જેવો લાગે છે!

વિકટઘોષ:

(બનાવટી વાળ દૂર કરીને) પરિચય? ત્હમારી સાથેનો પરિચય આકાશતટના ડૂબતા તારાઓ જેવો છે–ઉજ્જવળ પ્રકાશ ફેલાવી અંધકારમાં વિલીન થઇ જવાનું. ઓહ! જ્યારે નિશ્વાસ લઈ લઇને, કોઇ મૂર્ખની ધડકતી છાતી પર સુકુમાર કુસુમસમી વ્યાકુળ બનીને તું પડી રહે છે, ત્યારે ય ત્હારામાં વ્યંગહાસ્ય વસે છે! સ્વયં પ્રાણ દેવાને માટે તૈયાર થાય છે ત્યારે એ કેટલાં જીવન લેવાની તૈયારી થાય છે! પ્રવંચનાની પૂજારણ! યુવતી, રમણી સુરમા! ત્હેં મ્હને ઓળખ્યો–?"

સુરમા:

ઓળખું છું શાંતિભિક્ષુ! મ્હારો અપરાધ ક્ષમા કરશો–

શાંતિભિક્ષુ:

અપરાધની ખબર હમણાં પડે છે, સુરમા! મ્હેં તો કહ્યું જ હતું કે: "હજુ વાર છે, થોડું થોભી જા!"–ત્યારે ત્હેં વાયુસમી ગતિ ધારણ કરી લીધી–અને તુફાન જામ્યું. થોભવાની ક્ષણ પણ ચાલી ગઇ–વાહ રે કપટી!

**સુરમાઃ**

ક્ષમા કરો શાંતિભિક્ષુ !

**વિકટઘોષઃ**

અત્યારે નહીં સુરમા ! હજુ વાર છે.

( જાય છે. )

# ચિત્ર ૭ મું

( રાજ્યશ્રી બંદીગૃહમાં )

નરદત્તઃ

કોણ નહીં કહે કે મહત્વશાળી વ્યક્તિઓના સૌભાગ્ય અભિનયમાં ધૂર્તતા વધારે હોય છે! જેનાં રહસ્યો સાંભળવાથી રોમ-કૂપ સ્વેદજલથી ભરાઇ જાય, જેનાં અપરાધનું પાત્ર છલકાઇ રહ્યું છે તે સમાજનો નેતા છે, જેના સર્વસ્વ હણનારા હાથે કેટલાયનો સર્વનાશ થઇ ચૂક્યો છે તે મહારાજ છે. જેનાં દંડનીય કર્મોનો ન્યાય કરવામાં પ્રભુને પણ વાર થાય, એ પુરૂષ દંડવિધાયક છે. મહારાજ દેવગુપ્તે કર્યું છે એવું કોઇ સાધારણ માણસે કર્યું હોત તો ત્હેને ચોર, લંપટ અને ધૂર્ત આદિ ઉપાધિઓથી વિભૂષિત કરવામાં આવ્યો હોત-પરંતુ એમને કોણ કહી શકે ?-( રાજ્યશ્રીને જોઇને )-અહા ! કેવું દેવી સમું રુપ છે ! જોતાં જ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

[ અન્ય પ્રહરીઓ પ્રવેશે છે. ]

કેમ રે, ત્હમે સૌ અત્યાર સુધી ક્યાં હતાં ? બહુ વિલંબ કર્યો !

એકઃ

શું ત્હમને ખબર નથી ? પણ કેટલો બખેડો જામ્યો છે !

નરદત્તઃ

શું ? સાંભળું તો ખરો ? હું તો અહીં હતો ને !

**એકઃ**

રાજ્યવર્ધનનું સૈન્ય અંદર દાખલ થઈ રહ્યું છે!

**નરદત્તઃ**

અને મહારાજ?

**એકઃ**

ક્યાં જવાના છે એ?—દુર્ગદ્વાર પર તો ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે.

[ નેપથ્યમાં રણવાદ્ય વાગે છે અને કોલાહલ થાય છે. ]

**નરદત્તઃ**

વારુ, ત્હમે સૌ સાવધ રહેજો! હું જોઇ આવું—

( જાય છે. )

**બીજોઃ**

શું કહેવું, આ ચૂડેલ પણ આપણી પાછળ પડી છે! નહીં તો આપણે અત્યાર સૂધીમાં તો અગિયારા ગણી ગયા હોત!

**રાજ્યશ્રીઃ**

( સ્વસ્થ થતાં ) કેમ રે, આ યુદ્ધનો અવાજ શાનો?

**પહેલોઃ**

તું ગભરાય છે શા માટે? કેટલાયને મારીને તું મરીશ!

**રાજ્યશ્રીઃ**

મૂર્ખ માનવી! તું મરવાથી આટલો બધો ડરે છે! ભગ્ન હૃદયોને જઇને પૂછી જો કે તેઓ મૃત્યુની કેવી સુખદ કલ્પના કરે છે!

**બીજોઃ**

અનાગત વિપત્તિની કલ્પના ગમે તેટલી સુંદર હોય, પરંતુ આવી પડતાં મૃત્યુની વિભીષિકા એમ ટાળી દેવાય એવી વસ્તુ નથી.

**રાજ્યશ્રી:**

અસ્ત થતા અભિમાની ભાસ્કરને જઇને પૂછ કે તે સમુદ્રમાં ડૂબવા માટે કેટલો ઉત્સુક છે ! પતંગ સમાન નિરાશ હૃદયોને જઇને પૂછ કે બળી મરવામાં તે પોતાનું સૌભાગ્ય સમજે છે કે નહીં ! અને તું તો સિપાઇ છે. મરવાને માટે તો ત્હને વેતન આપવામાં આવે છે !

**બીજો :**

અને તું જીવવાને માટે સરજાઇ છે ?

(રણકોલાહલ : વિકટઘોષ પ્રવેશ કરે છે.)

**વિકટઘોષ :**

કેમ અહીં કાંઇ ગપ્પાં મારવાનો વખત છે ? જાઓ–જલ્દી યુદ્ધમાં જાઓ, મહારાજે બોલાવ્યા છે. મ્હને રાજ્યશ્રીને બીજા સ્થળે લઈ જવાની આજ્ઞા મળી છે.

**પહેલો :**

ત્યારે તો આપની પાસે કોઈ આજ્ઞાપત્ર હશે ? એ વિના અમે અહીંથી કેમ ખસીએ ?

**ત્રીજો:**

એ તો પાગલ છે. ત્હમે કાંઈ થોડું જ જૂઠું કહેવાના હતા ? અમે જઇએ છીએ–(સ્વગત) કોઇપણ રીતે બલામાંથી તો છૂટયા !

( સૌ પ્રહરીઓ જાય છે. )

**વિકટઘોષ :**

ભદ્રે ! શીઘ્ર ચાલો. મહારાજકુમાર રાજ્યવર્ધનનો આદેશ છે કે રાજ્યશ્રીને યુદ્ધમાંથી ક્યાંય દૂર લઇ જાઓ.

**રાજ્યશ્રી :**

શું ? ભાઇ રાજ્યવર્ધન !

**વિકટઘોષ:**

હા. એમણે કહ્યું છે કે યુદ્ધ હજુ યે વધારે ભીષણ થવાનો સંભવ છે. અટલા માટે આપે ત્વરાથી કોઇ સુરક્ષિત સ્થાનમાં પહોંચવું જોઇએ.

એક:

રાજ્યવર્દ્ધનનું સૈન્ય અંદર દાખલ થઈ રહ્યું છે !

નરદત્તઃ

અને મહારાજ ?

એક:

ક્યાં જવાના છે એ ?–દુર્ગદ્વાર પર તો ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે.

[ નેપથ્યમાં રણવાદ્ય વાગે છે અને કોલાહલ થાય છે. ]

નરદત્તઃ

વારુ, ત્હમે સૌ સાવધ રહેજો ! હું જોઇ આવું—

( જાય છે. )

બીજો:

શું કહેવું, આ ચૂડેલ પણ આપણી પાછળ પડી છે ! નહીં તો આપણે અત્યાર સુધીમાં તો અગિયારા ગણી ગયા હોત !

રાજ્યશ્રીઃ

( સ્વસ્થ થતાં ) કેમ રે, આ યુદ્ધનો અવાજ શાનો ?

પહેલો:

તું ગભરાય છે શા માટે ? કેટલાયને મારીને તું મરીશ !

રાજ્યશ્રીઃ

મુગ્ધ માનવી ! તું મરવાથી આટલો બધો ડરે છે ! ભગ્ન હૃદયોને જઇને પૂછી જો કે તેઓ મૃત્યુની કેવી સુખદ કલ્પના કરે છે !

બીજો:

અનાગત વિપત્તિની કલ્પના ગમે તેટલી સુંદર હોય, પરંતુ આવી પડતાં મૃત્યુની વિભીષિકા એમ ટાળી દેવાય એવી વસ્તુ નથી.

**રાજ્યશ્રી:**

અસ્ત થતા અભિમાની ભાસ્કરને જઇને પૂછ કે તે સમુદ્રમાં ડૂબવા માટે કેટલો ઉત્સુક છે ! પતંગ સમાન નિરાશ હ્રદયોને જઇને પૂછ કે બળી મરવામાં તે પોતાનું સૌભાગ્ય સમજે છે કે નહીં ! અને તું તો સિપાઇ છે. મરવાને માટે તો ત્હને વેતન આપવામાં આવે છે !

**બીજો :**

અને તું જીવવાને માટે સરજાઇ છે ?

(રણકોલાહલ : વિકટઘોષ પ્રવેશ કરે છે.)

**વિકટઘોષ :**

કેમ અહીં કાંઇ ગપ્પાં મારવાનો વખત છે ? જાઓ-જલ્દી યુદ્ધમાં જાઓ, મહારાજે બોલાવ્યા છે. મ્હને રાજ્યશ્રીને બીજા સ્થળે લઈ જવાની આજ્ઞા મળી છે.

**પહેલો :**

ત્યારે તો આપની પાસે કોઈ આજ્ઞાપત્ર હશે ? એ વિના અમે અહીંથી કેમ ખસીએ ?

**ત્રીજો:**

એ તો પાગલ છે. ત્હમે કાંઈ થોડું જ જૂઠું કહેવાના હતા ? અમે જઇએ છીએ-(સ્વગત) કોઇપણ રીતે બલામાંથી તો છૂટયા !

(સૌ પ્રહરીઓ જાય છે.)

**વિકટઘોષ :**

ભદ્રે ! શીઘ્ર ચાલો. મહારાજકુમાર રાજ્યવર્ધનનો આદેશ છે કે રાજ્યશ્રીને યુદ્ધમાંથી ક્યાંય દૂર લઇ જાઓ.

**રાજ્યશ્રી :**

શું ? ભાઇ રાજ્યવર્ધન !

**વિકટઘોષ:**

હા. એમણે કહ્યું છે કે યુદ્ધ હજુ યે વધારે ભીષણ થવાનો સંભવ છે. અટલા માટે આપે ત્વરાથી કોઇ સુરક્ષિત સ્થાનમાં પહોંચવું જોઇએ.

રાજ્યશ્રીઃ

તો ચાલો.

વિકટઘોષઃ

[કાંઇક વિચાર કરી તાલી બજાવે છે. બે લુંટારાઓ પ્રવેશ કરે છે.]

જૂઓ, પેલા ગુપ્ત માર્ગે થઇને આમને લઇ ચાલો. હું હમણાં આવું છું.

( રાજ્યશ્રી દસ્યુઓની સાથે જાય છે. )

[ નેપથ્યમાં સુરમાનું ક્રન્દન. રણકોલાહલ: વિકટઘોષનું એ તરફ જવું, અને સુરમાને લઈ આવવું: મૂર્ચ્છિત દશામાં સુરમા.]

વિકટઘોષ :

સુરમા ! સાવધાન ! નહીં તો જીવ નહીં બચે !

સુરમાઃ

(સ્વસ્થ થતાં ) કોણ શાંતિ—

વિકટઘોષઃ

ચુપ, તું ચાહે તેટલી કુટિલતા ગ્રહણ કરે પણ હું ત્હને......

સુરમાઃ

મ્હારા શાંતિ—મ્હારા પ્રિય !

વિકટઘોષ :

આ અભિનયની અત્યારે આવશ્યકતા નથી. ચાલ. જો યુદ્ધ નજીક આવતું જાય છે. અરે, જો, તેઓ આ તરફ જ આવી રહ્યાં છે !

( વિકટઘોષ સુરમાને લઇને જાય છે. એક બાજૂથી દેવગુપ્ત અને બીજી બાજૂથી રાજ્યવર્ધન પ્રવેશ કરે છે. )

રાજ્યવર્ધનઃ

દુષ્ટ માલવ ! હવે ભાગવાથી કાંઇ નહીં વળે—સાવધાન ! ત્હારી નીચતાનો અંત હવે સમીપમાં જ છે.

દેવગુપ્ત :

તો હું તૈયાર છું.

( યુદ્ધ. યુદ્ધમાં દેવગુપ્તનું મૃત્યુ. )

પડદો પડે છે.

---

## રાજ્યશ્રી

**અંક ૩ જો** **ચિત્ર ૧ લું**

( માર્ગમાં )

**સુરમા :**

ત્યારે હવે શું કરીશું ?

**વિકટઘોષ:**

ત્હારી જેવી ઇચ્છા સુરમા ! ત્હારી ઉતાવળે તો બે જીવનનો નાશ કર્યો—હું લુંટારો બન્યો અને તું એક કામુકની વાસના પૂર્ણ કરનારી વેશ્યા બની.

**સુરમા :**

અને ત્હમે રાજ્યશ્રીને ક્યાં છુપાવી રાખી છે ?

**વિકટઘોષ :**

એ હું નથી જાણતો. મ્હારા સાથી—બીજા લુંટારાઓ—એને લઇ ગયા છે.

**સુરમા :**

એમ; શું ત્હમારા વિલંબનું કારણ રાજ્યશ્રીનું રુપ ન હતું ?

**વિકટઘોષ:**

પરંતુ એની તૃષા તો ત્હેં જગાવી હતી. હું વિચારતો હતો કે કઇ તરફ જાઉં ? રૂપ અને વૈભવ: બંનેના પ્રભાવે મ્હને વશ તો કર્યો હતો, પરંતુ હું ત્હને ભૂલ્યો ન હતો, સુરમા !

**સુરમા :**

તો હવે આપણે બંને એકત્ર સંસારની યાત્રા કરી શકીશું ? વિચાર કરી જૂઓ !

વિકટઘોષ :

પતનની અંતિમ સીમા સૂધી ચાલીએ, સુરમા ! હવે વચ્ચે રોકાવાની આવશ્યકતા નથી. સંસારે આપણા તરફ દૃષ્ટિ ફેરવીને જોયું નથી; અને જોશે પણ નહીં; તો પછી હું એની ઉપેક્ષા જ કરીશ. મ્હારા તરફ એ જોઇ શકે, મ્હારી શોધ કરે એવું કાંઇક કરૂં ત્યારે ખરૂં.

સુરમા :

હું પણ એ જ વાંચ્છતી હતી. ત્હમે કાંઇક એવું કરો અને હું ત્હમારી બનું.

વિકટઘોષ:

તો ચાલ, ગૌડના શિબિરમાં.

સુરમા :

ત્યાં જઈ ને શું કરવું પડશે ?

વિકટઘોષ :

ત્યાં ગયા પછી કહીશ: પહેલાં કોઇ પણ રીતે શિબિરમાં દાખલ થઇ જવું પડશે.

સુરમા :

ત્હમે કોઇ પણ વાતનો વિચાર કરો છો તો બહુ ઝડપથી !

વિકટઘોષ:

એ જ મ્હારી સરલતાનું પ્રમાણ છે, સુરમા ! હવે શીલ સંકોચનો ડર મ્હને ભયભીત કરી શકતો નથી; આટલે આવ્યા પછી પાછા ફરવું એ અશક્ય–અસંભવિત છે !

(નરેન્દ્રગુપ્ત એક સહચર સાથે પ્રવેશ કરે છે–વિકટઘોષ અને સુરમા છુપાઇ જાય છે. )

નરેન્દ્રગુપ્ત:

વયસ્ય ! મહા વિષમ સમસ્યા છે. રાજ્યવર્દ્ધન આજ મ્હારા શિબિરમાં આવશે. બરાબર આજ વખત છે.મગધના ગુપ્તોનું ગૌરવ

આ વર્દ્ધનોના ચરણોમાં લોટી રહ્યું છે-મ્હારાથી એ જોયું જતું નથી. મગધ આજે ફણા ઉઠાવેલા મંત્રમુગ્ધ સર્પ સમો છે, એનું આ નીરવ અપમાન મ્હારાથી જોયું જતું નથી.

સહચર :

એટલા માટે તો પરમ ભટ્ટારકે આપને સુદૂર ગૌડમાં મોકલી દીધા છે. આપની તેજસ્વિતાથી આપના કુલ-લોકો પણ શંકાશીલ છે.

નરેન્દ્રગુપ્ત :

પરંતુ ભભુકી ઉઠે એવા અગ્નિને કોઇ પણ ઉપાયે શાંત કરવો એ સહજ નથી-હું એ ઉપાયોથી વધુ ઉત્તેજિત બન્યો છું. સંબંધી થઇને તેઓ મ્હારી અવમાનતા કરે અને હું શીલનું ઓઠું લઇને મ્હારી દુર્બળતા છુપાવતો ફરૂં ?- અસંભવિત છે ! આજે એનો ફેંસલો કરવો છે. રાજ્યવર્દ્ધન મ્હારા હાથમાં રમશે, એનો અંત થતાં હર્ષવર્દ્ધન-કાલનો છોકરો-એને હું આંગળીઓ પર નચાવીશ !

સહચર :

પરંતુ શું આપ પોતે જ એની હત્યા કરશો.

નરેન્દ્રગુપ્ત :

નહીં-એ તો અસંભવિત છે. મ્હારે એક સાહસિક અને વેશ્યાની આવશ્યકતા છે, જે પ્રાણની સાથે કીર્તિથી પણ વંચિત રહે; પરંતુ મળે ત્યારે—

સહચર :

એ ઘટના આકસ્મિક રૂપે બનવી જોઇએ; તો પછી કહો, હું શોધી લાવું.

[ વિકટઘોષ સુરમાને સંકેત કરે છે; બન્ને બહાર આવે છે ]

નરેન્દ્રગુપ્ત :

ત્હમે કોણ છો ?

વિકટઘોષ:

અમે ગાયક છીએ.

### નરેન્દ્રગુપ્તઃ

(જોઇને) કેમ, આ તો આપણને કામ લાગે એવાં છે ને?—(વિકટઘોષને) તું ગાયક નથી. ત્હારા મુખ પર તો કલાની એક પણ રેખા જણાતી નથી. સ્પષ્ટ રક્ત અને હત્યાનો ઉલ્લેખ ત્હારા લલાટ પર છે.

### વિકટઘોષઃ

જીવન મહા કઠોર છે, એની અવશ્યકતા જે ન કરાવે તે ઓછું છે. સાચી વાત તો એ છે કે મ્હારે મ્હારા સુખને માટે સર્વ કાંઇ કરવું પડે છે.

### નરેન્દ્રગુપ્ત

એ તો પુરૂષાર્થની વાત છે. ત્હારામાં પૂર્ણ મનુષ્યતા છે. (સુરમા તરફ જોઇને) અને તું તો જરૂર ગાઈ શકે છે. ચાલો મ્હારે તમારી બંનેની જરૂર છે.

### વિકટઘોષઃ

તો પછી મ્હારો બદલો?

### નરેન્દ્રગુપ્તઃ

કામ જોઇને મળશે. આજે શિબિરમાં રાજ્યવર્દ્ધનને નિમંત્રણ છે. એ ઉત્સવમાં ત્હમારે આવવું પડશે.

### વિકટઘોષઃ

( સુરમાને દૂર ) રાજ્યવર્દ્ધન—સુરમા! ત્હારા ભાગ્યાકાશનો ધૂમકેતુ; અને મ્હારે મન તો સૌ કોઇ શત્રુ છે; બોલ શું કહે છે?

### સુરમાઃ

ચાલ્ય તે કરો. હું તયાર છું. (સ્વગત)—હાય! બીજો માર્ગ જ નથી. હું ના કહું છું તો—ઉહું.........તો પછી? એમ જ. એ રીતે ય પ્રાણ નથી બચવાના.

**વિકટઘોષઃ**

અમે આવીશું.

**નરેન્દ્રગુપ્તઃ**

તો ચાલો.

[ સૌ જાય છે. મધુકર પ્રવેશ કરે છે. ]

**મધુકરઃ**

જીવ બચ્યો બાપ, હવે આ રાજાઓના ચક્કરમાં હું નહી પડું. ઓહ, સત્યાનાશ જજો એ વિકટઘોષનું. કોણ જાણે ક્યાંથી યે એ ટપકી પડયો! રાજ્યશ્રી પણ ક્યાંક ચાલી ગઇ હશે. સુરમાનું દુર્ભાગ્ય! એ પણ કેટલાક દિવસ માટે રાણી બની બેઠી હતી! હું રાજ્યશ્રીને શોધી કાઢું એ શરતે તો મ્હને રજા મળી. પણ ક્યાં જાઉં? પેલાં મ્હોટાં મ્હોટાં શિબિર નજરે પડે છે ત્યાંજ જાઉં! હં, મીઠી સોરમ પણ આવી રહી છે–જાઉં? નહીં, હવે ન્હાસો; બ્રાહ્મણ દેવતા! ભીખ માગીને પેટ ભરવું એ સારૂં છે, પણ કોઈ રાજાને ત્યાં કદાપિ ન......

( જાય છે. )

---

# ચિત્ર ૨ જું

( સ્થળ જંગલ. રાજ્યશ્રીને લઇ બંને લુંટારાઓ )

**રાજ્યશ્રી:**

હું દુઃખી છું, ભાઈ! ત્હમે ધન માગો છો, પણ એ મ્હારી પાસે નથી. આ વિસ્તીર્ણ વિશ્વમાં મ્હારે માટે સુખ નથી, પણ જીવન? આહ! શ્વાસ ચાલવાનો છે, એટલો તો પૂરો થઈને જ અટકશે. તમે મનુષ્ય થઇને હિંસ્રપશુઓને શા માટે લજ્જિત કરી રહ્યા છો? આ સ્મશાનને ખોદીને બળેલાં હાડકાંઓના ટૂકડા સિવાય બીજું મળશે પણ શું?

**લુંટારો:**

પણ હું ત્હમને મુકત કેમ કરૂં? શું કરૂં? ત્હમે મ્હને થોડું ધન અપાવી દો!

**રાજ્યશ્રી:**

દ્રવ્યલોભી! તું આટલો બધો મૂર્ખ છે! મ્હારૂં રાજ્ય લુંટાઈ ગયું, સર્વ કાંઈ હરાઇ ગયું: પછી ભલા, હવે હું ધન કયાંથી અપાવું?

**લુંટારો:**

ત્યારે હું ત્હને કોઇને હાથ વેચી નાખીશ. કેમ, એ જ ઠીક છે ને!

**બીજો લુંટારો:**

નહીં તો બીજું શું થાય!

**રાજ્યશ્રી:**

ત્યારે મ્હારા જીવનનો અંત આવે એજ સારૂં છે. ભગવાન્?

( નેપથ્યમાં ગીત સંભળાય છે. )

હજીયે ચેત ચેત ઓ નીચ !
ધગધગતી ધરણી માતાને સ્નેહજળે તું સીંચ;
નાશવંત જગફંદ ફગાવી નેત્ર ઘડી નર મીંચ
સ્નાન કરી કરૂણા સરજલમાં દિવ્ય હિંચકે હીંચ.

આ શું ?

**બીજો:**

આપણે આ શું કરી રહ્યા છીએ ?

( દિવાકરમિત્ર પ્રવેશ કરે છે. )

**દિવાકરમિત્ર:**

ક્ષણિક સંસાર ! આ મહાશૂન્યમાં ત્હારી ઈન્દ્રજાળ કોને ભ્રમિત નથી કરતી ? મ્હેં દીર્ઘકાળ પર્યંત શાસ્ત્રોનું અધ્યયન કર્યું, પંડિતોને પરાસ્ત કર્યા, તર્કથી કેટલાં યે મુખ બંધ કરી દીધાં, પરંતુ શું મનને શાંતિ મળી ? નહીં, ત્યારે ?—ભગવાનની કરૂણાનું અવલંબન બાકી રહ્યું. કરૂણે ! આ દુઃખપૂર્ણ ધરતીને ત્હારી કોડમાં ચિરકાલિન શાંતિ આપ: વિશ્રામ આપ ! (જોઈને) અરે ! આ વન-લક્ષ્મી સમી કોણ છે ! વિષાદની આ કાલિમા શા માટે ? અને ત્હમે કોણ છો ભાઈ ?

**લુંટારા:**

અમે લુંટારા છીએ.

**દિવાકરમિત્ર:**

અને ત્હમે દેવી ?

**રાજ્યશ્રી:**

જ્યારે વિપત્તિ આવી પડી હોય, દુર્દશાની મલિન છાયા છાઇ રહી હોય, ત્યારે પોતાના ઉજ્જવળ કુળનું નામ કહેવું, એ એનું

અપમાન કરવા જેવું છે. દેવ. હુ એક આપત્તિમાં સપડાયેલી અનાથ અબળા છું: જીવનનો અન્ત ચાહું છું: મૃત્યુ વાંચ્છું છું.

દિવાકરમિત્ર:

એવું પાપ! દેવિ! આત્મહત્યા કે સ્વેચ્છાએ મરવાને માટે તૈયાર થવું એ પ્રભુની અવજ્ઞા કરવા સમાન છે. જે પ્રકારે એણે સુખદુ:ખનું દાન દીધું હોય તે મનુષ્ય ઝિલે છે, અને તેજ રીતે પ્રાણ પણ એજ લે છે–આપે છે. ત્હમે અધીર ન બનો. કેમ ભાઈ, ત્હમે પ્રાણ માગો છો કે ધન?

પહેલો લુંટારો:

મ્હારે તો ધન જોઈએ છે!

દિવાકરમિત્ર:

તો ચાલો મ્હારી કુટીરમાં જે કાંઇ હોય તે બધું યે લઇ લ્યો.

બીજો લુંટારો:

પરંતુ, મ્હને તો આપની શાંતિ આપો! દેવ! હું આ કર્મથી અત્યંત વ્યથિત થઈ ગયો છું! હવે આપની પદરજની વિભૂતિ આપો!

દિવાકરમિત્ર:

(હસીને) વારુ, એમજ થશે: ચાલો સૌએ આશ્રમમાં. રેવાતટ પર હર્ષવર્દ્ધન અને પુલકેશિન્ ચૌલુક્યનું યુદ્ધ ચાલી રહ્યું છે. અનેક લોક હતવિદ્ધ થઇ ચૂક્યા છે. ત્હમે શું એ ઘવાયેલાંઓની સેવાચાકરી કરી શકશો?

રાજ્યશ્રી:

શું? કુમાર હર્ષવર્દ્ધન!

દિવાકરમિત્ર:

હા દેવી, ચાલો આશ્રમ સમીપમાં જ છે.

[ જાય છે. ]

---

# ચિત્ર ૩ જું

(સ્થળ: રેવાતટની યુદ્ધભૂમિ–રણવાદ્ય વાગે છે. એક બાજૂથી હર્ષવર્દ્ધન અને બીજી બાજૂથી પુલકેશિન પોતપોતાનાં સૈન્ય સાથે આવે છે. )

હર્ષવર્દ્ધન:

ચાલુકય ! ત્હમે વીર પુરૂષ છો.

પુલકેશિન:

ઉત્તરાપથેશ્વર ! હજુ મ્હારે મ્હારી વીરતાની પરીક્ષા આપવાની બાકી છે; કારણ કે વિદેશી હૂણોને પરાજિત કરનાર મહાવીર હર્ષવર્દ્ધનના શસ્ત્રોનો આજે સામનો કરવાનો છે.

હર્ષવર્દ્ધન:

પરન્તુ હું હવે યુદ્ધ નહીં કરૂં. ( હાથ ઉંચો કરીને ) થોભો, કોઈ અસ્ત્ર ન ચલાવે.

( રણવાદ્ય બંધ થાય છે. )

પુલકેશિન:

કેમ ? યુદ્ધમાંથી વિરામ શા માટે ?

હર્ષવર્દ્ધન:

મ્હારે સામ્રાજ્યની સીમા નથી વધારવી. વસુંધરાના શાસનને કાજે એક પ્રવીરની આવશ્યકતા હોય છે, અને અહીં દક્ષિણાપથમાં એનો અભાવ નથી. મહારાષ્ટ્ર સુશાસિત વીર–નિવાસ છે. મ્હારે તો ઉત્તરાપથના દ્વારની જ રક્ષા કરવી છે.

પુલકેશિનઃ

નહીં, નહીં, વાતોથી એમ કામ નહીં ચાલે, સમ્રાટ્ ! આજ મ્હારે ક્ષાત્રધર્મની પરીક્ષા આપવાની છે. જરૂર યુદ્ધ થશે.

હર્ષવર્દ્ધનઃ

કદાપિ નહીં. ત્હમે ત્હમારી વિજય ઘોષણા કરી શકો છો, કારણ કે મ્હારી ગજવાહિની ત્હમારા અશ્વારોહિયોથી વિત્રસ્ત થઇ ચૂકી છે. પરંતુ હવે હું યુદ્ધ નહીં કરૂં. નકામા આટલા પ્રાણોનો નાશ નહીં થવા દઉં. ચાલુક્ય ! હું સંધિને માટે આતુર છું. બીજું યે સાંભળશો ? અમે સામ્રાજ્ય સ્થાપવા નહોતા માગતા. મગધના સમ્રાટોની દુર્બળતાથી ઉત્તરાપથ હૂણોથી અરક્ષિત હતો, અને તેથી મ્હારે યુદ્ધ કરવું પડયું. પેલી તરફ મ્હારા આત્મીય મૌખરી ગૃહવર્મ્માનો ષડ્યંત્રથી વધ થયો હતો અને બીજી બાજૂ ભાઇ રાજ્યવર્દ્ધનની પણ હત્યા થઇ ! હું વિના કારણે બીજાઓની ભૂમિ ઓહિયાં કરવાવાળો લુંટારો નથી. કામરૂપથી માંડીને સુરાષ્ટ્ર પર્યન્ત, કાશ્મીરથી માંડીને રેવા પર્યન્ત એક સુવ્યવસ્થિત રાષ્ટ્ર થઇ ગયો એ એક સંયોગ છે. મ્હારે બીજું કાંઇ નથી જોઇતું. જો એટલા જ મનુષ્યોને હું સુખી કરી શકું–રાજ્યધર્મનું પાલન કરી શકું, તો હું કૃત્યકૃત્ય થઇશ. મ્હારૂં જીવન સાર્થક થયું સમજીશ.

પુલકેશિનઃ

ઉદાર મહાપુરૂષ ! મ્હારી મહાન ઇચ્છા હતી કે મ્હારા શરીર પર હૂણોનો વિધ્વંસ કરનાર ત્હમારા હસ્તથી પ્રહાર થાય અને હું એ ઝીલી લઉં !

હર્ષવર્દ્ધનઃ

હું એ વીરોન્માદ, એ ઉત્સાહનો આદર કરૂં છું. ચૌલુક્ય ! મ્હારૂં મન વ્યથિત થઈ ગયું છે. મ્હેં સાંભળ્યું છે કે મ્હારી અસહાય

અનાથ દુઃખી બ્હેન ક્યાંક અહીં વિન્ધ્યપાદમાં છે. હું હમણાં જ જવા માગું છું.

પુલકેશિનઃ

શું! મહારાણી રાજ્યશ્રી હજુ જીવિત છે?

હર્ષવર્દ્ધનઃ

હા, પુલકેશિન! મ્હને હમણાં જ ચરદ્વારા એ સમાચાર મળ્યા છે. દક્ષિણાપથેશ્વર, હું હવે વિદાય ચાહું છું.

પુલકેશિનઃ

મહાવીર! જેવી આપની ઇચ્છા! હું આપની સાથે સંધિ, યુદ્ધ, સૌમાં મ્હારી જાતને ધન્ય સ્હમજું છું.

હર્ષવર્દ્ધનઃ

(હાથ લંબાવી) તો આવો ભાઈ!

(બંને ભેટે છે.)

---

## ચિત્ર ૪ થું

[ સરયૂતટ: અશોકવન, વિકટઘોષ પોતાના સાથી–ડાકુઓની સાથે બેઠેલો છે: સ્હામે દેવીની ઉગ્રમૂર્તિ છે. ]

વિકટઘોષ:

સુરમા! ત્હારા હાથમાં આવીને આ કડવી મદિરા કેટલી મીઠી, કેટલી હલકી બની જાય છે–પીવાડ હજૂ યે! પ્રેયસી!

સુરમા:

લ્યો. ( પીવરાવે છે )

વિકટઘોષ:

હજૂ સુધી બધાં નથી આવ્યાં! પેલો ચીની યાત્રી જરૂર મહાધનવાન હશે. સુરમા! એ આવે ત્યાં સુધી તું કાંઇક ગાને!

સુરમા: ( ગાય છે )

જવ પ્રીત રહી મન ના લગિરે
શીદને પછી વાત બનાવો ત્હમે?
ગત રીતિ પ્રતીતિ ગઈ સઘળી
પછી કાં હસવું–સ્મરવું જ ગમે?
મુખ જોઇ સહુ સુખ ખોઈ દીધું,
દુઃખ લેઇ બહું, સુખને જ દીધું;
હતું તે સઘળું સુખથીજ દીધું
દમતા શીદ દર્શન કાજ હવે?

વિકટઘોષ:

સુરમા! એ ઉપાલંભ મહાકઠોર છે. હું ત્હારે કાજે

દેવલોકમાંથી સરી પડયો–કેવળ ત્હને પ્રાપ્ત કરવા માટે, છતાં યે આવું !—(મદ્યપ સમી ચેષ્ટા કરે છે )

( સુએનસ્વાંગને લઈ ડાકુઓ પ્રવેશે છે. )

વિકટઘોષ:

હા હા હા હા ! આવી પહોંચ્યો ! કેમ ધર્મ કમાવાને આવ્યો હતો તો સાથે કાંઇ રૂપિયા પણ લાવ્યો છે ને ?

સુએનસ્વાંગ:

દસ્યુરાજ ! હું રૂપિયા લઇને નથી આવ્યો. મ્હારી પાસે થોડો ધર્મ છે–કાંઇક શાંતિ છે–ત્હમે ચાહો છો એ ?

વિકટઘોષ:

મૂર્ખ ! શાંતિ મ્હેં જોઇ છે. કેટલાં યે શબમાં એ નજરે પડી ! શાંતિ મ્હેં જોઇ છે દરિદ્રોની ભીખ માંગવામાં ! હું એ શાંતિને ધિક્કારૂં છું. મ્હેં ધર્મ શોધ્યો—જીર્ણપત્રોમાં, પંડિતોના કૂટતર્કમાં. એમાં મ્હેં વલખાં મારતાં જોયો; મ્હને એની આવશ્યકતા નથી !

સુએનસ્વાંગ:

ત્યારે ત્હમારે શું જોઇએ છે ?

વિકટઘોષ:

ધન આપ, કાં તો રક્ત આપ. મ્હને ધન ન આપનારે મ્હારી દેવીને રક્ત દેવું પડે છે !

સુએનસ્વાંગ:

રક્તથી કોની તૃષા છીપે છે એ જાણો છો ? પિશાચોની, પશુઓની ! ત્હમે તો માનવી–મનુષ્ય છો !

વિકટઘોષ:

ઓહ ! મ્હારી પ્રતિમા–મ્હારી ક્રૂરતાની દેવી–નરબલિ ચાહે છે. તું બહુ જ સ્વસ્થ છે, વિદેશી ! મ્હેં રાજરક્તથી પોષેલ વધેલા મ્હારા

હાથ રંગ્યા હતા, એ કેટલા લાલ હતા! એનું મનોરંજન કેટલું લલિત હતું! સુરમા! સ્મરણ છે પેલા રાજ્યવર્દ્ધનની હત્યા? મહા-ઉત્સાહવર્ધક હતી એ!

સુરમા:

પ્રિય! એ દ્રશ્ય ભયાનક હતું—આહ! હું ગાઈ રહી હતી, રાજ્યવર્દ્ધનના હાથમાં મદિરાનું પાત્ર હતું અને ત્હમે ઊભા હતા. એની મદભરી દ્રષ્ટિ મ્હારા પર પડી. સૌ અનુચર મદવિહ્વલ હતા. સહસા ત્હમારી આંખ ચમકી ઉઠી; અને જેવો રાજકુમારે મ્હારી તરફ હાથ લંબાવ્યો—બીજું પાત્ર માગ્યું, ત્યારે ત્હમે કેટલી ભીષણતાથી પ્રહાર કર્યો! એ છૂરી પત્થરનું કાળજું યે છેદી નાંખત: રાજ્યવર્દ્ધન તો સાધારણ મનુષ્ય હતો.

વિકટઘોષ:

હા સુરમા! એ મ્હારો હાથ હતો! હવે તો હું રકત જોઇને અત્યંત પ્રસન્ન થાઉં છું! યાત્રી! તો આજે જ ત્હારૂં બલિદાન દેવાશે. તૈયાર રહે!

સુએનચ્વાંગ:

મ્હને પ્રાર્થના કરી લેવા દો—

સુરમા:

દેવીની જય!

[ સુરમાની સાથે સૌ નૃત્ય કરવા માંડે છે. ભિક્ષુ પ્રાર્થના કરે છે. અકસ્માત આંધીની સાથે અંધકાર ફેલાય છે, સૌ બૂમો પાડે છે—"દસ્યુપતિ! એ ભિક્ષુને છોડી મૂકો! એને કારણે જ આ આફત આવી પડી છે. છોડો એને! પ્રાર્થના કરતા સુએનચ્વાંગને સૌ ધક્કા મારી બહાર કાઢી મૂકે છે. ]

———

## ચિત્ર ૫ મું

( દિવાકરમિત્રનું તપોવન )

**રાજ્યશ્રી:**

દુઃખો સિવાય મ્હને કોઈ ચિરસંગી ન મળ્યું ! પરંતુ આજ એનો પણ ત્યાગ કરીશ. આર્ય્ય, મ્હને આજ્ઞા આપો. સ્ત્રીઓનાં પવિત્ર કર્તવ્યપાલન કરતી આ ક્ષણભંગુર સંસારમાંથી હું વિદાય લઉં- નિત્યની જ્વાલા કરતાં આ ચિતાની જ્વાલા પ્રાણ બચાવશે.

**દિવાકરમિત્ર:**

દેવી ! હું એમ કદાપિ નહીં કરી શકું. એ ધર્મ નથી, આત્મ-હત્યા છે. બળી મરવાથી જ સતી નથી થવાતું. આ પૂતળું બનાવીને દુઃખની સામગ્રી આપીને વિધાતાએ શા માટે અનન્તપથનાં યાત્રી બનાવ્યાં છે એ હું કહી શકતો નથીઃ પરંતુ તેથી એટલો ભયભીત શા માટે રહું ? એ કરૂણાનિધાનની સ્નેહનુભૂતિ એમાં ઝળકી રહી છે. પ્રાણી દુઃખોમાં પ્રભુની સમીપમાં હોય છે, દેવી ! એને...

**રાજ્યશ્રી:**

પરન્તુ હવે આ હૃદયમાં બળ નથી, મહાત્મન્ ! આજ્ઞા આપો. મ્હારા આ અંતિમ સુખમાં વિઘ્ન ન નાંખો-(પ્રાર્થના કરે છે)

જય જયતિ કરુણાસિન્ધુ,
જય દીનજનના બન્ધુઃ
જય અખિલ લોક લલામ
જય જય ભુવન અભિરામ.

**રાજ્યશ્રી:**

ભાઇ હર્ષ ! તું લાખ્ખો મસ્તકોને પગથી ઠોકરો મારે એટલા માટે પ્રભુએ ત્હને આ રત્નજડિત મુકુટ નથી આપ્યો. મ્હારી શાંતિ શોધીને ત્હેં એ આટલી મહા નરહત્યામાં મેળવી ! હર્ષ ! વિચાર કર, ત્હેં મ્હારા જેવી કેટલી યે સ્ત્રીઓને દુઃખી બનાવી છે ! ત્હને શું થઇ ગયું હતું ?

**હર્ષવર્દ્ધન:**

( શિર ઝૂકાવી ) એ મ્હારો ભ્રમ હતો ! પરન્તુ હવે ?

**રાજ્યશ્રી:**

હવે મ્હને આજ્ઞા આપો કે હું ત્હમારૂં પ્રાયશ્ચિત અને સતીધર્મનું પાલન પણ કરૂં.

**હર્ષવર્દ્ધન:**

બ્હેન ! ફક્ત આપણે એજ જીવતાં રહ્યાં છીએ. ભાઇ રાજ્ય-વર્દ્ધનની હત્યા થઇ, અને હવે તું પણ જવા માગે છે, મ્હારા વર્દ્ધન કુળની આ દશા ? તો પછી એમજ હો રાજ્યશ્રી !

**રાજ્યશ્રી:**

શું ભાઈ રાજ્યવર્દ્ધન પણ ગયા ?

**હર્ષવર્ધન:**

હા, બ્હેન ! જ્યારે એણે દુષ્ટ માલવને દંડ દઇને કાન્યકુબ્જનો ઉદ્ધાર કર્યો ત્યારે—એ સમયે બન્ધુનામધારી નરેન્દ્રે—નીચ નરેન્દ્રે ષડ્યંત્રથી એનો પ્રાણનાશ કરાવ્યો ! આજસૂધી ભ.ણ્ડ એનો પીછો પકડી રહ્યો છે અને તે ન્હાસી રહ્યો છે. તો પછી હું એકલો શું કરીશ ? —[ દિવાકરમિત્રને ]—આર્ય્ય ! મ્હને પણ કાષાય વસ્ત્રો આપો !

**રાજ્યશ્રી:**

(ચિતા પાસેથી ખસી જઈ ) ભાઈ ! ત્હમે પણ— ! નહીં,

એમ નહીં થઇ શકે. હું ત્હમારે કાજે જીવતી રહીશ. મ્હારા એકલવાયા ભાઇ ! મ્હને ક્ષમા કરો : હું કઠોર બની ગઇ હતી.

**હર્ષવર્દ્ધન:**

બ્હેન ! આ ઇન્દ્રજાળની મહત્તામાં જીવન કેટલું ટૂંકું છે ! બધો ગર્વ, સમસ્ત વીરતા, અનન્ત વૈભવ, અપાર ઐશ્વર્ય, હૃદયના એક આઘાતથી–સંસારની એક ઠોકરથી–નિસ્સાર લાગે છે.

**રાજ્યશ્રી:**

ભાઇ ! માનવજીવન દુઃખમય છે. એનો અભ્યાસ પડી જાય છે માટે જ સૌના મનમાં તીવ્ર વિરાગ જાગતો નથી. જેને કોઇ દિવસ ઠોકર ન લાગી હોય, તે એક ધક્કો લાગતાં જ પડી જાય છે. પણ, ત્હમે આટલા દુર્બળ હશો, એ હું જાણતી ન હતી. હું સ્ત્રી છું –સ્વભાવદુર્બળ નારી છું ! મ્હારૂં અનુકરણ ન કરો ભાઇ ! ચાલો આપણે એક બીજાંનાં સુખદુઃખમાં સહાયક બનીએ.

**હર્ષવર્દ્ધન:**

ચાલો, પરાક્રમથી જે સંપત્તિ, અને શસ્ત્ર–બળથી જે ઐશ્વર્ય મ્હેં છીનવી લીધાં છે તે સૌ યોગ્ય પાત્રોને આપી દઉં. આપણે રાજા બનીને કંગાલ બનવાનો અભ્યાસ કરીએ.

**રાજ્યશ્રી:**

ચાલો ભાઇ ! જ્યાં સૂધી બની શકે, ત્યાં સૂધી લોકસેવા કરીને, આખરે આપણે બંને ય સાથે કાષાય વસ્ત્રો પરિધાન કરીશું.

( સૌ જાય છે. )

---

# રાજ્યશ્રી

## અંક ૪થો                                                                 ચિત્ર ૧લું

(વનમાં સાધુના વેષમાં વિકટઘોષ)

**સુરમા:**

આજ આ નવું રૂપ કેવું ?

**વિકટઘોષ:**

કાન્યકુબ્જમાં સુવર્ણ અને રત્નની વર્ષા વર્ષી રહી છે. સુરમા ! રાજ્યશ્રી પોતાના સમસ્ત કોષનું અદ્ભુત દાન દઇ રહી છે. ત્યાં પણ લૂંટવું જોઇએને !

**સુરમા :**

હવે સ્હમજી ! મ્હને તો ત્હમારૂં આ રૂપ જોઇને ભારે શંકા થઇ હતી.

**વિકટઘોષ:**

ફરીથી હું સાધુ તો નથી થઇ ગયો એ જ ને ? [હસે છે]

( એના સાથી લુંટારાઓ, સાધુના વેષમાં આવે છે. )

**એક લુંટારો:**

પરંતુ હવે આપણે ક્યાં જઇશું ? કાન્યકુબ્જનું દાનપર્વ તો પૂરૂં થવા આવ્યું છે. હવે સાંભળ્યું છે કે અહીં પ્રયાગમાં જ ફરીથી દાનપર્વ શરૂ થશે. અને પેલો ચીની ભિક્ષુ પણ સાથે જ આવી રહ્યો છે !

વિકટઘોષ:

ચીની ભિક્ષુ !– કોણ જાણે એને આટલો આદર શાથી યે મળે છે !

બીજો:

અને સાથે સાથે ધન પણ. સાંભળ્યું છે કે પંચનદના ઉદિતરાજ, કામરૂપના કુમારરાજ, વલભીના ધ્રુવભટ પણ અહીં આવી રહ્યા છે, અને સમ્રાટ્ હર્ષવર્દ્ધન સર્વસ્વ દાન કરશે.

સુરમા:

તો હું પણ સાથે આવીશ.

વિકટઘોષ:

આવા રૂપમાં ?

(સુરમા નેપથ્યમાં જાય છે અને અવધૂતિની બનીને આવે છે.

સુરમા:

અલખ અરૂપ !
ત્હારે નામ, સહુ સુખધામ,
જીવન જ્યોતિ સ્વરૂપ !
મંગલગાન, વિશ્વનું તાન,
વિરાટ વરતી હું કૂ !
અલખ અરૂપ !

(સૌ ગાતાં ગાતાં જાય છે.)
(બૌદ્ધ સાધુઓ પ્રવેશ કરે છે.)

ધર્મસિદ્ધિ:

આટલું અપમાન ! આ ચીની ભિક્ષુ ભયાનક પંડિત નીકળ્યો !

**શીલસિદ્ધિ:**

મુહાયાન ! તાંત્રિક ઉપાસનાઓથી ભરેલી એક ઇન્દ્રજાળ ! એની ઉન્નતિ ! ભગવાન તથાગત ! ત્હમારા સત્યનો આટલો દુરુપયોગ !

**ધર્મસિદ્ધિ:**

અજ્ઞાન પ્રાયઃ પ્રબળ બને છે અને અસત્ય અધિક આકર્ષક બને છે. પરન્તુ આ ચીની યાત્રી અને હર્ષ બંને જ એનાં મુખ્ય કારણ રૂપ છે.

**શીલસિદ્ધિ:**

ઉપાય ત્યારે શો ?

**ધર્મસિદ્ધિ:**

ઉપાય થશે. જોયું નહીં–આ દસ્યુદળ સાધુ બનીને જઇ રહ્યું છે ? દાનનું અતિરૂપ એ જ છે: જ્યારે એવા લોકો યે એ પુણ્યભાગનાં અધિકારી થશે, ત્યારે એ સ્વયં વિકૃત થશે. ચાલો મહાસ્થવિરને કહેવું જોઇએ...

**શીલસિદ્ધિ:**

તેઓ તો અંત્યત ઉત્તેજીત છે.

**ધર્મસિદ્ધિ:**

છતાં યે ચાલો.

---

# ચિત્ર ૨ જું

( પ્રયાગમાં ગંગાતટ : હર્ષ: સપરિવાર)

**રાજ્યશ્રી :**

ભાઈ! ભણ્ડિ એ શું કહ્યું ?

**હર્ષવર્દ્ધન:**

ગુપ્તકુળનો નરેન્દ્ર પ્રાણ બચાવવાને માટે અત્યંત ભયભીત છે. તે સંધિ કરવા માગે છે અને કહે છે કે એ હત્યામાં વેશ્યાનો હાથ હતો–ત્હેનો નહીં.

**રાજ્યશ્રી :**

છતાં યે એ ક્ષંતવ્ય છે. આપણો સંબંધી છે. ભાઇ! જવા દો! આજે આપણે દાન દેવા બેઠા છીએ, ક્ષમા કરો ભાઇ!

**હર્ષવર્દ્ધન;**

જેવી ત્હારી ઈચ્છા. પણ મ્હારૂં હૃદય ક્ષમા નહી કરે, હું અશક્ત છું.

(એક દ્વારપાળ પ્રવેશ કરે છે.)

**દ્વારપાળ:**

જય હો દેવ!

**હર્ષવર્દ્ધન:**

કેમ શું છે ?

**દ્વારપાળ:**

મહાશ્રમણ પર આજ એક ભયાનક આક્રમણ થયું હતું; પરન્તુ તેઓ સહજમાં બચી ગયા!

હર્ષવર્દ્ધન:

મહાશ્રમણ પર! ઉપદ્રવી પકડાયા?

દ્વારપાળ:

નહીં દેવ! તેઓ ન્હાસી છૂટયા. એમ જણાય છે કે મહાશ્રમણના પ્રાણ લેવાનું એ એક ષડ્યંત્ર હતું. એમાં ધાર્મિક દ્વેષ કામ કરી રહ્યો હતો.

હર્ષવર્દ્ધન:

ધર્મમાં પણ આ ઉપદ્રવ! રાજ્યશ્રી, જો બ્હેન! સર્વ સ્થળે ક્ષમાની સીમા હોવી જોઇએ. (દ્વારપાળને) જાઓ, દાંડી પીટાવો કે મહાશ્રમણના એક રોમને પણ સ્પર્શ કર્યો છે તો સમસ્ત વિરોધીઓને જીવતાં બાળી મૂકવામાં આવશે!

રાજ્યશ્રી:

ચાલો ભાઈ! આપણે આ મહાસમારોહ દૂરથી જ જોઇએ.

(સૌ જાય છે, બીજી બાજૂથી બે ભિક્ષુઓ પ્રવેશ કરે છે.)

પહેલો ભિક્ષુ:

એમજ થવું જોઇએ. હવે ધર્મ નહીં બચે.

બીજો:

હવે બીજો ઉપાય નથી.

પહેલો:

તો પછી એમ નક્કી કરવામાં આવે.

બીજો:

એ તો તૈયાર છે.

પહેલો:

તો પછી ચાલો!

(બંને જાય છે.)

## ચિત્ર ૩ જું

(પ્રયાગનો બીજો ભાગ: સુરમા પ્રવેશ કરે છે.)

**સુરમા:**

જાણે અંતિમ અભિનય ! આજ આ શું થશે ! આટલો મહા ઉત્પાત એમજ ચાલ્યા કરશે ! અસંભવિત છે. તો પછી ? મ્હેં રોક્યા નહીં; નથી માનતા–હત્યા કરતાં કરતાં હૃદય કેટલાં નિર્દય થઇ ગયાં છે ! અને હું ક્યાં જઇ રહી છું, એજ જીવન; પરન્તુ એ ધીર ધારા ન રહી ! હેરો કરી હસવું, નાચતાં–સ્થિર જીવનમાં એક આંદોલન ઉત્પન્ન કરવું, નહીં, એ કૃત્રિમ છે: એ નહીં ચાલે ! રાજ્યશ્રીને જોઉં છું ત્યારે મ્હને મ્હારૂં સ્થાન સૂચિત થાય છે. મ્હને સ્હમજાય છે કે હું ક્યાં છું ! જાઉં, કદાચ રોકી શકું !

(સુરમા જાય છે. બે નાગરિકા વ્યગ્રભાવે પ્રવેશ કરે છે.)–

# ચિત્ર ૪ થું

[ બુદ્ધ પ્રતિમાની સન્મુખ સમ્રાટ્ હર્ષવર્દ્ધન અને પ્રમુખ સામન્તગુણ તથા ચીની યાત્રી સુએનચ્વાંગ. ]

હર્ષવર્દ્ધન :

(સૌ મણિ–રત્નનું દાન દેતો, પોતાનું સર્વસ્વ ઉતારી આપે છે. રાજ્યશ્રીને)–આપ બ્હેન ! એક વસ્ત્ર.

(રાજ્યશ્રી વસ્ત્ર આપે છે)

હર્ષવર્દ્ધન:

કેમ, મ્હારી આ વિભૂતિ અને વૈભવ માટે જ હત્યા કરવામાં આવતી હતી ને ? હું આજ સૌથી છૂટો થઇ રહ્યો છું–જો કોઇ શત્રુ મ્હારૂં પ્રાણદાન માગે તો તે પણ આપી શકું છું.

"જય મહારાજાધિરાજ હર્ષવર્દ્ધનનો જય !"

સુએનચ્વાંગ:

ભારતનું આ દેવદુર્લભ દશ્ય જોઇને સમ્રાટ્ ! મ્હને ખાત્રી થઇ કે આ ગૌતમબુદ્ધની પ્રસવભૂમિ હોઈ શકે છે.

(વિકટઘોષને લઇ બે પ્રહરીઓ આવે છે.)

રાજ્યશ્રી:

મહાશ્રમણ ! મ્હને પણ એક વસ્ત્ર આપો.

સુએનચ્વાંગ:

સર્વસ્વનું દાન કરનારી દેવી ! હું ત્હમને કાંઇક આપું—એ મ્હારૂં ભાગ્ય ! ત્હમે મ્હને વરદાન આપો કે ભારતવર્ષમાંથી હું જે કાંઇ શીખ્યો છું તે, જઈને મ્હારા દેશમાં સંભળાવું. લ્યો દેવી !—

(વસ્ત્ર આપે છે.)

(હર્ષવર્દ્ધન અને રાજ્યશ્રી એક એક વસ્ત્રમાં ઉભાં રહે છે.)

ભણ્ડિ:

દેવ! આ દાન તો દેવાઇ ગયું, હવે હું પણ કાંઇક માગું છું—ન્યાય આપો!

હર્ષવર્દ્ધન:

ઓ! સાહસિક! કેમ તુંજ મ્હારા પ્રાણલેવા માગતો હતો ને?

(વિકટઘોષ ચૂપ રહે છે.)

ભણ્ડિ:

દેવ! આ પુરૂષે જ કુમાર રાજ્યવર્દ્ધનની હત્યા કરી હતી. મ્હેં એને ન્હાસતાં જોયો હતો, પરંતુ એ સમયે હું નરેન્દ્રની પાછળ પડયો હતો.

હર્ષવર્દ્ધન:

શું? આ એ જ માણસ છે કે?

સૌ લોકો:

વધ કરો! એનો વધ કરો!!

રાજ્યશ્રી:

ઉભા રહો—(જોઇને) મ્હને યાદ આવે છે. હા, એજ છે! તું શાંતિભિક્ષુને?

વિકટઘોષ:

હા, દેવી!

હર્ષવર્દ્ધન:

શું? ભિક્ષુ!

રાજ્યશ્રી:

હા, એ ભિક્ષુ હતો? ભાઇ! મ્હેં એને કહ્યું હતું—"તમે તમારા મનને સંયમી બનાવો ભિક્ષુ! શ્લાઘા અને આકાંક્ષાનો પથ

ત્હમે બહુ સમય પહેલાં છોડી ચૂક્યા છે—પરંતુ એ........હે ભગવાન્ !

### વિકટઘોષ:

મ્હારા વધની આજ્ઞા આપો. ઓહ ? દેહ બળી રહ્યો છે ! રોમરોમમાંથી ચિનગારીઓ નીકળી રહી છે........દંડ ! દંડ ! હે ભગવાન્ !

### રાજ્યશ્રી:

આજે અમે સર્વસ્વનું દાન દીધું છે, ભાઈ ! આજે એ મહાવ્રતનું ઉદ્યાપન છે. શું આ એક જ દાન રહી જાય—એને પ્રાણદાન આપો ભાઇ !

"દેવી રાજ્યશ્રીનો જય !"

### સુરમા:

(દોડતી આવે છે) મ્હને પણ મહારાણી ! સ્ત્રીની મર્યાદા ! કરૂણાની દેવી ! રાજ્યશ્રી ! મ્હને પણ શિક્ષા !

### રાજ્યશ્રી:

અરે તું માલણ !

### સુરમા:

હા, ભગવતિ ! મ્હારૂં પ્રાયશ્ચિત્ત ?

### રાજ્યશ્રી:

મહાશ્રમણ ! આજે સૌનું પ્રાયશ્ચિત્ત ચિત્તશુદ્ધિપૂર્વક કાષાય લેવામાં છે. આપ આ બંનેને પણ કાષાય આપો.

(મહાશ્રમણ આગળ આવી બે કાષાય વસ્ત્રો આપે છે. વિકટઘોષનાં બંધન ખોલવામાં આવે છે.)

### સુએનચ્વાંગ:

"દસ્યુરાજ ! હું રૂપિયા લઇને નથી આવ્યો. મ્હારી પાસે થોડો

ધર્મ છે-કાંઈક શાંતિ છે-ત્હમે ચાહો છો એ?"-એક દિવસ મ્હેં ત્હમને એ કહ્યું હતું, આજે ય એજ કહું છું.

[ વિકટઘોષ અને સુરમા બન્ને મહાશ્રમણના ચરણોમાં પડે છે. થાળોમાં મણિ-આભૂષણ અને વસ્ત્ર લઈ કુમારરાજા, ઉદિતરાજા વગેરે આવે છે. ]

**હર્ષવર્દ્ધન:**

આ શું ?

**કુમારરાજા:**

એ ધર્મની રક્ષાને માટે બોધિસત્ત્વનું વ્રત ગ્રહણ કરો. આપ ભિક્ષુ થઈને લોકકલ્યાણ નહીં કરી શકો. રાજદંડથી જ આપનું કર્તવ્ય પૂર્ણ થશે. લોકસેવા છોડીને આપ વ્રતભંગ ન કરો !

**સુએનત્સ્વાંગ:**

હા, મહારાજ ! આ ધર્મરાજ્યનું શાસન કરવા કાજે આપને રાજમુગટ અને દંડ ગ્રહણ કરવાં જ પડશે.

**રાજ્યશ્રી:**

ભાઇ ! અહીં ત્યાગનો પ્રશ્ન નથી. એ લોકસેવા છે. એવું રાજ્ય કરવાનો આદર્શ આર્યાવર્તની જ ઉત્તમા શ્રી છે.

(હર્ષવર્દ્ધન નતમસ્તકે મુગટ અને રાજદંડ ગ્રહણ કરે છે.)

" જય ! મહારાજાધિરાજ હર્ષવર્દ્ધનનો જય ! "

" જય ! દેવી રાજ્યશ્રીનો જય !!

(પ્રકાશ ફેલાય છે : પુષ્પવર્ષા થાય છે.)

(સૌ સાથે)

કરૂણાની સરિતા વહતી-
દુ:ખી તપ્ત ધરા પ્રમુદિત થઈ અંતરથી હસતી :
પ્રેમતણી ભરતી જગમાં દયા-દાનથી કરતી :
શમે કલહ શુભ શાંતિ પ્રસરે નવ-ભાવો ભરતી.